# રાજમહેલનું રમખાણ

યાને

# પ્રેમનું તોફાન



લેખકઃ—પટેલ ડાહ્યાભાઈ ઉમેદભાઇ
મુ૦ ઉતરસંડા

ની પાસેથી સર્વ હક્ક ખરીદ કરી છપાવનાર અને વેચનાર
બુકસેલર જદુલાલ નારણદાસ
મુ૦ નડીઆદ

સંવત ૧૯૮૪ સન ૧૯૨૮ આવૃતી ૧ પ્રત ૨૫૦૦



કીંમત આઠ આના

મળવાનું ઠેકાણું—
મણીલાલ છોટાલાલ જનોઢીઆ
મારબાવડી પાસે, અમરેલી હાઉસ—મુંબાઇ
આગરીઆ હાસમભાઈ ઇસાભાઈ
જુની મારકીટ, અકબરઅલી લેન—કરાંચી

# રાજમહેલનું રમખાણ

યાને

# પ્રેમનું તોફાન

## પ્રકરણ ૧ લું

## પ્રેમ પત્રિકા

પત્રો લખું હું પ્રેમથી, પણ કલમ આ શરમાય છે;
મળતો નથી ભોગી ભ્રમર, તેથી કળી કરમાય છે.

ઉન્હાળાની ગ્રીષ્મ રૂતુના ઉકળાટમાં જ્યારે પૃથ્વી પરનાં મનુષ્યો તાપની અસહ્ય વેદના સહન કરતાં પોતાનું કામ કર્યે જતાં હતાં; ત્યારે રત્નગઢના રાજમહાલયના એક દીવાનખાનામાં લગભગ વીસ વરસની યુવાન બાળીકા એક ટેબલ પાસે પડેલી ખુરશી પર બેસી ઉંડા વિચાર કરતી હોય તેમ જણાતી હતી. તેના માથા ઉપર ઇલેક્ટ્રીક પંખાનો પવન સમસમાટ ચાલતો હતો, તેથી

પાસે પડેલા ટેબલ પરનાં ચોપાનીયાં પંખાની હવામાં આનંદ માનતાં પોતાની કાગળ રૂપી પાંખો ફફડાવતા હતાં. ટેબલ પર કેટલીક જાતના છોડવાઓ શીશીઓમાં પાણી ભરી મુકવામાં આવ્યા હતા. સ્હામે કબાટમાં કેટલીક જાતનાં પુસ્તક જણાતાં હતાં. ભીંત ઉપર અનેક પ્રકારનાં પ્રેમી યુગલોના ફોટાઓ નજરે પડતા હતા. આ બાળીકા આટલો બધો વઇભવ હોવા છતાં આજે ઉદાસીન ચહેરે સ્હામે ટાંગેલા અરીસા સામે જોતી હતી, ને ઘડીકમાં પાસે પડેલા ટેબલા પર કોઇ મનુષ્યના ફોટા તરફ નિહાળતી હતી. તે જ્યારે ફોટા તરફ જોતી, ત્યારે તેના મુખ ઉપર હાસ્યની છાયા પ્રસરતી હતી, તેથી તેના ગુલાબી ગાલોપર ખાડા પડી તેના મુખની શોભામાં વધારો કરતા હતા. આ વખતે તેણે પહેરેલાં કપડાં ઉપરથી જોનારના મનને એમજ ભાસ થયા વિના ન રહે; કે આજે આ બાળકીએ આનંદમાં આ વસ્ત્રો ધારણ કર્યાં હશે. તેણે શરીર પર એક રેશમી સાડી ધારણ કરી હતી; ને તેની અંદર સોનેરી બુટાઓ જણાતા હતા. તેણે પોતાના અધરને છુપાવાં માટે સાચા મોતીથી ભરેલું પોલકું પહેરેલું હતું. માથામાં પાંથી પાડી વચ્ચે સીંદુરની લાઇન કરી અંબોડો એવી તો કાળજીથી વાળેલો હતો; કે જાણે ફણીધર સાપ આનંદમાં આવી પોતાના શરીરનું ગુંચળુ વાળી બેઠેલો હોય, તેમ જણાતો હતો. આંખમાં કાજળ આંજી રૂપમાં વધારો કર્યો હતો.

તે બાળીકા ઘડીકમાં હાથમાં કાગળ લેતી, ને ઘડીકમાં લખવાનો ડોળ કરી કાગળ તથા કલમ બંને ટેબલ પર પછાડતી ને સ્હામે પડેલા મનમોહક ફોટામાં જોઇ જાણે કોઇ આવ્યું ન

હોય! ને પોતાના મનની છાની વાત જાણી ગયું હોય તેમ શરમાતી. આખર તેણીએ હાથમાં કાગળ અને કલમ લેઇ પોતાના કોમળ હસ્તથી કંઇ લખવા લાગી. લખતાં લખતાં તેણે સ્હામે પડેલા ફોટા તરફ નીહાળી ઉંડી હાય મારી બોલી. કે હે વિભૂ? ત્હારા દરબારમાં આટલો બધો અન્યાય હશે; એવું હુ જાણુતી ન હતી, તે આજે અનુભવુ છું. હું જેને ચાહું છું તે પ્રેગી પાત્ર મને જરા પણ સંભારતું હશે કે નહી. હશે? તે બીચારાને કયાં ખબર છે કે મને ચ્હાનાર આ વિશ્વમાં કોઇ પ્રેમી પુતળી પેદા થઇ છે. અહા? શું તેનું સૌદર્ય! રૂપમાં તો જાણે બીજો કામદેવ. જેનો ફોટો જોતાંજ આટલો મોહ ઉત્પન્ન થાય છે; તો ત્હેને ભેટવાથી શું ન થાય! માટે જો મ્હારો સંબંધ આ પુરૂષ સાથે જોડાય તો કેવું સારૂં? પણ અરે! હું કયાં ભુલુ છું; એ મારા હાથમાં કયાં છે, એ તો પિતાજીની મરજી. પણ ના! ના! મ્હારે પિતાજીને કોઇ રીતે જણાવવું જોઇએ. પણ પિતાજીને જણાવતા પહેલાં મ્હારે જાણવું જોઇએ, કે હું જેને ચાહું છું તે મ્હને ચાહે છે કે નહિ કદાચ પિતાજી હા કહે ને તે ના કહે તો મ્હારે શું કરવુ માટે લાવ એક કાગળ લખી જણાવું. ને તેમની મરજી હશે તો હું પિતાજીને જણાવીશ. એમ વિચાર કરી કાગળ લખવા બેઠી.

શ્રી. વિલાસનગર.

શિરછત્ર, તિર્થ સ્વરૂપ કુમારશ્રી,

જોગ ગામ રત્નગઢથી લખનાર રત્નપુરના મહારાજા રત્નસીંહની પુત્રી સૌન્દર્યવતી.

વિ. આપનો ફોટો જયારથી મારા જોવામાં આવ્યો છે,

ત્યારથી મારા મન ઉપર જુદીજ અસર થઈ છે. હજુ હું આવત્રાહિત છું. કારણ કે મારાં માતપીતા મારા લગનને માટે બહુ બહુ તપાસ કરવા છતાં, કોઇ લાયક અને ગુણવાન કુમાર નહિ મળવાથી તેઓ નિરાશ થયાં છે; પણ જ્યારથી આપના ફોટા રૂપી દર્શન થયાં છે, ત્યારથી આપ મારા પ્રેમ રૂપી પાંજરામાં પુરાયા છો; ને હું આપને મનથી વરવા માટે ઇચ્છા રાખું છું; છતાં આપ કુમારશ્રીની ઇચ્છા જાણવા માટેજ આ પત્રીકા લખી જે તસ્દી આપું છું; તેથી આપની ભવિષ્યની થનારી દાસી પ્રત્યે દયા દરશાવી આપનો હેવાલ જણાવી મને આનંદીત કરશો. આ સાથે મેં મારો ફોટો મોકલ્યો છે, તેનો યોગ્ય રીતે સત્કાર કરશો એવી આશા છે. એજ લી.

આપની કૃપાકાંક્ષીણી દાસી,

**સૌન્દર્યવતી.**

આ પ્રમાણે કાગળમાં લખી કાગળને બે ત્રણ વાર વાંચી ગયા બાદ પોતાનો ફોટો અંદર બીડી તેને ટેપલ પર મુક્યો; ને ફરી એકવાર ફોટા સામું જોઈ હસી. આમ થોડીવાર ચાલ્યા પછી પોતાની દાસી તારાને હાક મારી. તારા હાક સાંભળતાં, જે બાજુના ખંડમાં ચ્હા બનાવતી હતી. તે ચ્હાનો પ્યાલો લઇ આવી. તારાને આવેલી જોઇ તેણે કહ્યું. બેન તારા ! આજે મારૂં એક કામ તારે કરવાનું છે; તે એજ કે આ કાગળ તારા હાથેજ ટપાલમાં જઇ નાખી આવ. એમ કહી તારાને કાગળ આપ્યો. તારા ટાઇમ થવાથી કાગળ લઇ ઓફિસમાં ગઇ ને કાગળ નાખી પાછી આવી, પછી પોતે કપ લઇ પોતાના કામે ચાલી ગઇ. તેના ગયા પછી તે વિચાર

વમળોમાં ગોથાં ખાવા લાગી; કે કદાચ રાજકુમાર પરણવા ના કહેશે તો મારે શું કરવું આમ વિચારોમાં ને વિચારોમાં તેની આંખ મીંચાવા લાગી; તેથી તે પાસે પડેલી આરામ ખુરસી પર પડી; પણ તેને વિચારો તેના તેજ આવતા હતા. અર્ધનિદ્રામાં પડયે પડયે તેણે એક દૃસ્ય જોયું; કે પોતાની પાસે રાજકુમાર આવી બેઠા છે; છતાં શરમથી પોતે બોલી શકી નહિં. આથી કુમારને ગુસ્સો આવ-વાથી ઉઠી ચાલતા થવા લાગ્યા. તેમને પકડવા માટે તે ઉઠી દોડી. પણ કંઇ કામસર પોતાની દાસી આવેલી હોવાથી તે તેને ભેટી પડી; એટલામાં આંખ ઉઘડી ગઇ, તેથી દાસીને જોઇ શરમાઇ.

બીજી બાજુએ સ્હવારમાં કનકસિંહ પોતાના રૂમમાં બેઠા હતા. તે અરસામાં સીપાઇ એક બીડેલો કાગળ તેમના ટેબલ પર મુકીને ચાલતો થયો ટેબલ પરનો કાગળ કુમારે ઝટ હાથમાં લીધો, ને તેને ફોડયો. કાગળ અને ફોટો કાઢી ટેબલ પર મુકયાં, ને પછી કાગળ હાથમાં લઇ વાંચવા લાગ્યો. જેણે સ્વપ્ને પણ નહિ ધારેલો તેવો કાગળ તથા ફોટો જોઇ કુમાર વિચારમાં પડયો, પણ શું હશે તે વાંચવા લાગ્યો. કાગળ વાંચી રહ્યા બાદ ફોટાને નીહાળી નીહાળી જોવા લાગ્યો. પોતાને લાયક જોડી મળતી જાણી આનંદ પામ્યો. પણ શું કરે, માતાપિતાની આગળ લગ્નની બાબતમાં પુત્ર અગર પુત્રીનું કંઇ ચાલતું નહિ હોવાથી વિચારમાં પડયો. અને તેણે હીંમતથી ઉત્તર આપવો યોગ્ય ધારી કાગળ લખવા વિચાર કર્યો. ત્યાં નોકરે ચ્હા તથા નાસ્તો ટેબલ પર મુકયાં. પછી કુંવરે ચ્હા તથા નાસ્તો કરી કાગળ લખવાની શંરૂઆત કરી, પણ પાછો ત્હેના મનમાં તર્ક આવ્યો, કે આ કુમારીએ મ્હારો ફોટો કયાંથી મેળવ્યો

હશે ! શું ત્હેણે કોઇ માણસ પાસેથી છુપી રીતે પડાવી મંગાવ્યો હશે ! ખરેખર ! ગમે તેમ હોય પણ ત્હેનો મારા ઉપર પુર્ણ પ્રેમ છે, એમ આ કાગળ ઉપરથી જણાય છે. તો મ્હારે તેને નીરાશ ન જ કરવી જોઇએ, એમ વિચાર કરી ફરીથી કાગળ લખવા હાથમા લીધો, ને રત્નપુર રત્નસિંહની પુત્રી પર લખવા માંડયો.

શ્રી.

રત્નગઢ,

રાજદુલારી સૌન્દર્યવતી.

આપના તરફનો કાગળ આજેજ સ્હવારમાંજ મળતાં ખુશનુમાં પ્રભાતમાં આનંદોત્સવ પ્રગટ થયો. કાગળ વાંચી ઘણાજ આનંદથી મેં કાગળ તથા ફોટાને વધાવી લીધો છે. પણ લખતાં જરા સંકોચાઉ છું કારણ હું હજી તમારી માફક અવીવાહીત નથી. મારાં લગ્ન રૂપગઢના રાજા રૂપસીંહની પુત્રી કામલતા સાથે થયાં છે. છતાં હું આપના મનની ઇચ્છા પૂર્ણ કરીશ. હું આપને ત્યાં બે ચાર દીવસમાં મહેમાનગીરી તરીકે આવનાર છું, તે વખતે સર્વ વાતચીત થશે હાલ અહીંથીજ કાગળ સમાપ્ત કરૂં છું. એજ.

લી. તમારો.

કનકસીંહજી

કાગળ લખી રહ્યા પછી તે વિચાર કરવા લાગ્યો; કે જરૂર મારે આ બાળીકાને નિરાશ તો નજ કરવી જોઇએ. જેના ફોટાથી મનહરણ થાય છે, તો તેને મળવાથી કેટલો આનંદ થાય. માટે લાવ તેના પિતા ઉપર પણ આજે એક કાગળ લખું, એમ વિચારી કાગળ લખવા માંડયો.

તેમાં તેણે લખ્યું હતું કે હું બે ચાર દિવસમાં આપને ત્યાં આપની મુલાકાત માટે આવનાર છું. આટલું લખી બંને કાગળ સીપાઇ સાથે ટપાલમાં રવાના કર્યા. પછી પોતે વિચાર કરતો બેઠો હતો; ત્યાં કામલતા આવી પોતાના સ્વામીની મુખમુદ્રા જોતાંજ કામલતા સમજી ગઇ કે આજે એમના મન ઉપર કોઇ જુદા વિચારે વાસ કરેલો હોય તેમ દેખાય છે. પોતાની પ્રાણપ્યારી કામલતાને જોઇ પોતાના વિચારો તજી, મુખ પર હાસ્ય લાવી બોલવા માટે કુમાર જતો હતો; ત્યાં કામલતાએ કહ્યું. સ્વામીનાથ! તમે તમારા વિચારો છુપાવવા ગમે તેમ હાસ્ય મુખપર લાવો; પણ આ આપની કામલતા સઘળું સમજી શકે છે. જો આપને જણાવતાં હરકત ન હોય તો આ દાસીને કહી આભારી કરશો. પોતાના પર અત્યંત પ્રેમ કામલતાનો છે તે પોતે સારી રીતે જાણતો હોવાથી તેને વશ થઇ પોતાના વિચારો તેને જણાવ્યા સિવાય ચાલ્યું નહિ. તેણે રત્નગઢનો કાગળ કામલતાને આપ્યો; તે લઇ પોતે વાંચવા લાગી. કાગળ વાંચી મનમાં વિચારવા લાગી. તેને વિચારમાં પડેલી જોઇ કનકે પુછ્યું પ્રિયે! શા વિચાર પર છો? આમ તે બોલતો હતો, ત્યાં નોકરે આવી, બહાર તમારા મિત્રો રાહ જોઇ બેઠા છે એમ જણાવ્યું. એટલે કુંવર ઉઠી ત્યાં ગયા. તો વાંચક તમે પણ મારી સાથે ચાલો ને આગળ શું થાય છે તે જોઇએ.



## પ્રકરણ ૨ જુ.

# મહેમાનગીરી.

**પ્રેમી ચહે જો પ્રેમીકા, તો ઉરમાં આનંદ વહે,**
**તરછોડતાં એ પ્રેમીકા, એ દુઃખ સંસારે સહે.**



આજે માંગળીક પ્રભાતમાં સુર્યનારાયણ ભગવાન પોતાના સોનેરી કીરણો જગત ઉપર પ્રસરાવી આખી રાત્રિ નિંદ્રામાં પડેલાં મનુષ્યોને તથા પક્ષીઓને સચેત કરી આનંદીત બનાવતાં હતાં; આજે રત્નગઢના રાજમહાલયમાં પણ આનંદ વ્યાપી રહેલો હતો. અત્યારે રાજમહેલના એક ખંડમાં આપણી નાયીકા એક ખુરશી પર બેસી ચ્હાનો પ્યાલો હાથમાં લઇ એક ઘુંટતો પીતી, ને પાછો ટેબલ પર મુકી સામે પડેલા ફોટા તરફ જોઇ આનંદ પામતી ત્હેનો આનંદ આજે ઘણોજ દેખાતો હતો, કારણ કે આજે તેણે લખેલા કાગળનો જવાબ આવવાનો છે; એમ તે જાણતી હતી. એટલામાં દાસીએ આવી કેટલાક કાગળ ટેબલ પર મુકયા. કાગળોને કુમારી આમ તેમ ફેરવવા લાગી; તેટલામાં વિલાસનગરની મહોરવાળો કાગળ જોતાંજ તેને ઝડપથી

હાથમાં લીધો; ને ઘણાજ સ્નેહથી છાતી સરસો ચાંપી બે ત્રણ વાર ચુંબન કરી કાગળને ફોડયો, ને તે વાંચવા લાગી. કાગળમાંના સુવર્ણમય અક્ષરો જોઇ, તેના લખનારના વિચારો પર ચઢી; કે જેના નાજુક હસ્તથી આવા અક્ષરો લખાયા હશે, તે હસ્ત કમળનો મને સ્પર્શ કરવાનો વખત મળે તો કેવું સારૂ ! એ રાજકુમાર સાથે મારો સંબંધ કયાંથી થાય! કદાચ મારા પિતા મારો વિવાહ કોઇ બીજે ઠેકાણે કરશે તો; હું શરમ તજી તેમ કરવા ના કહીશ. આમ વિચાર કરતી કાગળ વાંચવા લાગી. કાગળ બે ત્રણ વાર વાંચી ગયા બાદ ઉંડા વિચારમાં પડી. કે હે દૈવ! તારો આ શો ચમત્કાર! જે રાજકુમાર આવા રૂપવાન ને ગુણવાન હોય છે. તેમને તું મારા જેવી બાળીકા માટે કુંવારા રહેવા દેતુંજ નથી. પણ ખેર! તે બે ચાર દિવસમાં મારે ત્યાં મહેમાનગીરી આવનાર છે; તે વખતે તેમને સમજાવીશ. આમ વિચાર કરતી તે એક ચોપાનીયું હાથમાં લઇ વાંચવા લાગી.

ત્યારે બીજી બાજુએ કચેરીમાં રત્નસીંહને એક કાગળ મળ્યો. તે કાગળ સર્વ સભા સમક્ષ વાંચી સંભળાવ્યો. આથી સર્વેને આનંદ થયો કે, આપણે ત્યાં વિલાસનગરના રાજકુમાર મહેમાનગીરી આવનાર છે, તેથી આપણું તેમજ આપણા શહેરનાં ધનભાગ્ય, કે લેવા કુમારનાં દર્શનનો લાભ મળે. રાજાએ શહેરમાં રોશની તથા સારી મહેમાનગત કરવા માટે જોઇતા ખર્ચનો બંદોબસ્ત કરી કુંમારનું માન સચવાય તેવો હુકમ અમલદારોને આપી દરબાર વિસરજન કરવામાં આવ્યો. સર્વે પોતપોતાના કામે ચાલ્યા ગયા.

બીજી બાજુએ વિલાસનગરમાં કનકસિંહે પોતાના પિતાને જણાવ્યું કે આવતી કાલે સ્હવારમાં હું રત્નગઢ જનાર છું; માટે આજે રજા લેવા માટે આપની પાસે આવ્યો છું. રાજાએ વિચાર્યું કે પુત્ર એકાએક રત્નગઢ જવા શા માટે તૈયાર થયો હશે. પણ એકના એક પુત્રને ઉંમર લાયક થયેલો હોવા છતાં હજુ પોતાની આજ્ઞા લોપતો નથી; ને તેની ત્યાં જવાની ઇચ્છા છે તો તેને ન રોકતાં રજા આપવી યોગ્ય ધારી જવાને માટે કહ્યું. પણ ત્યાં લાંબો વખત ન રોકાતાં સત્વર પાછા આવવા જણાવ્યું કારણ કે નાનાં રાજ્યોમાં લાંબો વખત રહેવાથી પોતાની આબરૂ હલકી પડી જાય છે એવું કુંવરને સમજાવ્યું. કુંવર રજા લઇ પોતાના ભુવનનાં આવ્યો, ને પોતાના નોકરને સામાન તૈયાર કરવા હુકમ આપ્યો. પોતે પોતાના મનમાં રમી રહેલી પુતળીને આજે મળાશે, એવા આનંદમાં ઉત્તમ પ્રકારનો પોશાક પોતાને પહેરવા માટે કાઢ્યો. હુકમ પ્રમાણે નોકરોએ સામાન પેક કરી સ્ટેશન ઉપર પહોંચાડાવ્યો. પછી તેણે પોતાને હાથે પોતાના ફોટાવાળી વીંટી જે હીરાઓથી જડેલી હતી, તે પહેરી લીધી. પોતે આમ તૈયારી કરી રહ્યો હતો, ત્યાં તેની સ્ત્રી કામલતાએ જાણ્યું; કે પોતાના સ્વામી સ્હવારમાં બહારગામ ફરવા જનાર છે; તો મને પણ સાથે લેતા જશે એવા ઉદ્દેશથી તે પોતાના સ્વામીના ખંડમાં આવી ને બોલી સ્વામીનાથ ! આપ આમ અચાનક ક્યાં જવા માટે તૈયારી કરી રહ્યા છો. શું તમો એકલાજ જશો ! ને આ આપની અર્ધાંગનાને સાથે તેડી નહિજ જાવ ! પોતાની પ્રાણ પ્યારીનો આવવાનો આગ્રહ જોઇ, તેને પણ સાથે આવવા કહ્યું, જેથી કામલતા પોતે પોતાના

સ્વામી સાથે જવાની હોવાથી ઉત્તમ પ્રકારના વસ્ત્રાલંકાર કાઢયાને પોતાની દાસીઓને સાથે આવવા કહ્યું પછી બીજે દિવસે સહવારમા નિયમ કર્યા પ્રમાણે સર્વે સ્ટેશન પર આવ્યાં. ત્યાં ઠરાવ પ્રમાણે ગાડી ઉભી હતી, તેમાં સર્વે બેઠા પછી ગાડી રત્નપુર જવા નીકળી.

આજે રત્નગઢમા કુમાર તથા કામલતા આવવાનાં હોવાથી શહેરનાં તમામ માણસો કુમાર તથા રાણીને જોવા માટે પોતાનાં બાળબચ્ચાં સાથે સારાં સારાં ઘરેણાં તથા લુગડાં પહેરાવી પોતપોતાના ઓળખીતા વાળાઓને ત્યાં રસ્તાપરનાં મકાનો તરફ જતાં હતાં. રસ્તામાં પોલીસના પેરાઓ રાખવામાં આવ્યા હતા; કારણ કે જતી આવતી ઘોડાગાડી તથા મોટરોની વચમાં કોઇ આવી ન જાય તે ખાસ સંભાળ રાખતા માણસોને જવા માટે એક રસ્તો રાખેલો હતો, ત્યાં થઇ સર્વ કોઇ જતાં હતાં. આથી આ દેખાવ એવો તો સરસ દેખાતો હતો કે જોનારની આંખને લોકોનો કેટલો આનંદ છે, તે સમજાયા વિના રહે નહિ. રાજમહેલમાં પણ તોરણો તથા પતાકાઓથી આખો રસ્તો શોભાવ્યો હતો. તેમજ રાજમહેલથી ઠેઠ સ્ટેશન સુધી શહેરના મોટા વેપારીઓએ કુમારને માન આપવા પાનસોપારી માટે માંડવાઓ બાંધી પોતાના નામનાં બોર્ડ લટકાવ્યાં હતાં આજે આ શહેરનો દેખાવ જોનારની આંખને આનંદ આપતો હતો. ઠરાવેલા ટાઇમે રાજા રત્નસીંહ તથા રાણી સૌભાગ્યવતી સર્વે સ્ટેશન પર જવા માટે રાજમહેલથી નીકળ્યાં; તે રસ્તામાં સર્વ વ્યવસ્થા જોતાં જોતાં સ્ટેશન પર ગયા. એટલામાં સ્ટેશનમાં વિલાસનગરથી નીકળેલી સ્પેશીયલ ટ્રેન રત્નગઢના સ્ટેશનમાં આવી પહોંચી. નોકરો સામાન બહાર કાઢી લઇ જતા હતા, ત્યારે રત્નસીંહ તથા રાણી

સૌભાગ્યવતી જ્યાં કનક તથા રાણી કામલતા હતાં ત્યાં ગયાં. તેમને સાથે તેડી નીયમ કરેલા મંડપમાં લઇ ગયા. મંડપમાં ગયા એટલે ઠરાવ મુજબ તોપો થવા લાગી. તોપોના અવાજ શહેરમાં લોકોના સાંભળવામાં આવ્યા એટલે માણસોને જવા આવવાના રસ્તાઓ બંધ થયા. સ્વારી નીકળી હશે એમ જાણી જોનાર સર્વે જે તરફથી સ્વારી આવવાની હતી. તે તરફ પોતાનાં મુખ કરી સ્વારીની રાહ જોતા બેસી રહ્યા હતા. બેંડના અવાજ સાથે સ્વારી સ્ટેશનેથી નીકળી, સ્વારીની રચના જોઇ મન ખુશ થયા વિના રહે તેમ ન હતું. પહેલાં બેન્ડવાળાનાં માણસો ચાલતાં હતાં. તેમની પાછળ ઘોડેસ્વાર ને તેમની પાછળ પાયદળ ને મધ્ય ભાગમાં હાથી ઉપર સોનાની અંબાડીમાં કનકસીંહ તથા કેશરીસીંહ હતા. તેમની પાછળ રાણી તથા કામલતા હતાં. લોકો કુમાર કનકસીંહનો જય "ના શુભ શબ્દોથી વધાવતા હતા, કેટલાક સલામો ભરી આવકાર આપતા હતા. આમ નિહારતાં નિહારતાં સ્વારી રાજમહેલમાં આવી પહોંચી રાજમહેલમાં આવ્યા પછી ચ્હા તથા નાસ્તો ઠરાવ્યા પ્રમાણે આવ્યો રાણી કામલતાને સૌંદર્યવતી પાસે મોકલી દેવામાં આવ્યાં બંને જણાં મળ્યાં. કેટલીક વાતચીત કર્યા બાદ તેઓ દરબારમાં જવા નીકળ્યાં. ઠરાવ પ્રમાણે દરબાર ભરાયો હતો ત્યાં બંનેએ ઠરાવેલી જગ્યાએ બેઠક લીધી. કેટલીક જાતનાં ભાષણો થયા પછી સર્વેએ મળી હર્ષનાદ કરી કુંવરને માન આપ્યું. પછી દરબાર વિસર્જન કરવામાં આવ્યો. બાદ સર્વ ભોજનને માટે આમંત્રીત અમલદારો, તથા પ્રજાવર્ગ સાથે ભોજનશાળામાં ગયા. ત્યાં અનેક પ્રકારનાં શાક તથા બીજી ચીજો બનાવવામાં આવી હતી. સર્વ સામગ્રી પીરસાઇ તૈયાર

થઇ. તે એવો તો સરસ દેખાવ આપતી હતી કે કૃષ્ણ પ્રભુને અન્નકોટ ભરવામાં પણ આટલી વાનીઓનો ઉપયોગ કરવામાં આવતો હશે નહિ. ભોજન થયા બાદ વિશ્રાન્તી સ્થાનમાં ગયા. ત્યાં વિશ્રાન્તી લીધા બાદ રાતે રોશની તથા આતશબાજી જોવાની હોવાથી સર્વે પોતાના કામ પર ગયા.

સાંજના સાત વાગતાં રાજમહેલમાંથી કનકસીંહ તથા કેસરીસીંહ અને રાણીવાસમાંથી સરવે રોશની જોવા માટે નીકળ્યાં; રસ્તા ઉપર રોશનીના દીવાઓ એવી ખુબીથી ગોઠવવામાં આવ્યા હતા; કે જ્યાં ત્યાં "કુમારશ્રી ઘણું જીવો" ના શુભ અક્ષર જણાતા હતા. આતશબાજી જોતાં જોતાં સ્વારી મધ્ય ભાગમાં આવી, ત્યાં આતશબાજી વાળાએ દારૂના બનાવેલા ઝાડને સળગાવતાં તેની અંદરથી "કુમારનો જય હો" એવા રંગ બે રંગી અક્ષરો દેખાવા લાગ્યા. તેમજ ગોબારાના ઉંચે આકાશમાં થતા અવાજે, અને તેમાંથી નીકળતી રંગ બે રંગી ચીણગારીઓ જોઇ કુમારનું મન ખુશ થયું. તેમણે તેને બીજે દિવસે દરબારમાં બોલાવી યોગ્ય ઇનામ આપી રાજી કર્યા પછી દરબાર વિસર્જન થયો. તો વાચક હવે આપણે આગળ ચાલો ને જોઇએ કે કનકસીંહ જેને માટે આવ્યા છે તેનું શું થાય છે તે તપાસીયે.



## પ્રકરણ ૩ જું.

# સ્નેહ મિલન.

**સ્નેહી મળ્યા છે આજ તેથી, મુખડું મલકાવતી;**
**મળવા ખરે ? નીજ પ્રેમીને, પુર પ્રેમ ઉર છલકાવતી.**

આજે અરૂણે સોનાની કુંચી વડે પૂર્વ તરફનો દરવાજો ઉઘાડયો હતો. સ્હવાર થયું જાણી પક્ષિઓ પોતાના માળાઓ તજી પોતાના ઉદર નિરવાહ માટે આમ તેમ ઉડતાં ફરતાં હતાં. ખેડુતો પોતાના ખેતરમાં કામ સારૂં થાય એમ જાણી પોતાના બળદોને દોલાવતા લઇ જતા હતા. સ્હવારમાં છોકરાઓ પોતાનું લેશન બરાબર યાદ રહે તે માટે ગોખતા હતા. ત્યારે રત્નગઢના મહાલયમાં એક બાળીકા પોતાના મનના માન્યા પંખીને મળવા સવારમાં નાહી ધોઇ પોતાના ખંડમાં આડી-અવળી પડેલી ચીજોને વ્યવસ્થા સર ગોઠવી સારૂં દેખાડવામાં મશગુલ થઇ રહી હતી. બાજુએ કુમાર ઉઠી બહાર આવ્યા એટલે નોકરે સીગાર તથા બાકસ તેમની સ્હામે ગ્રકાબીમાં ટેબલ પર મુકી, પછી બ્રાસ તથા પાવડર ને પાણીનો લોટો મુકી ત્યાથી ચાલ્યો ગયો. કુંવર દાતણપાણીથી પરવારી નાહવાના રૂમ તરફ ગયા ત્યાં નાહયા પછી

પોતાનું નીત્ય કર્મ પરવારી દરબારમાં ગયા દરબારમાં ગયા પછી કેટલીક બહાર ગામોમાંથી આવેલી કળા કૌશલ્ય નાયકાઓ એ પોતાના નાચ શરૂ કરી, તેમણે કુમારના મનને ખુશ કર્યું. બાદ તમાસા તથા પહેલવાનોની કુસ્તી થઇ. સર્વ થઇ રહ્યા બાદ કુંવરે સર્વને યોગ્ય ઇનામ આપી ખુશ કર્યા. બાદ અમલદારોને યોગ્ય રીતે શીરપાવ આપી તેમને ઘટતા ઇલ્કાબો આપી દરબાર વિસર્જન કર્યો. પછી કુંવર પોતાને મુકામે ગયા; બપોરના વખતે રાજમાતા મુલાકાતે આવવાનાં હતાં, તે વખતસર આવ્યાં, એટલે કેટલીક વાતચીત કરી રાજમાતા ઉઠી ચાલવા લાગ્યાં. જતાં જતાં તેમણે કુમારને જણાવ્યું કે બપોર ના વખતે અમારી પુત્રી સૌંદર્યવતીની મુલાકાતે જશો. આ વાકય સાંભળી કુંવર સૌંદર્યવતીની ચાલાકીનો વિચાર કરવા લાગ્યો. કે કેવી ચતુર ચપળા કે જેણે પોતાની માતાના મુખથી આમંત્રણ મોકલાવી મેમાનની કીર્તિને કલંકીત ન કરતાં ઉલટી વધારવા આ યુકિત રચી. આવી રમણીઓ જે રાજમહાલયોંમાં હશે તે મહાલયો ઇંદ્રભવનથી પણ અધિક શોભતાં હશે. આમ વિચાર કરતા કુંવર વિશ્રાન્તી માટે ગયા.

બપોરના બે વાગવાનો સમય થયો હતો. કુંવર હમણાં આવશે, એમ સમજી સૌંદર્યવતી પોતાના રૂપમાં અધિક વધારો કરવા માથામાં તેલ અત્તર નાખી સુગંધમય બનાવતી હતી. આખું શરીર આજે ત્હેણે હીરા, માણેક, મોતી વીગેરે દાગીનાઓથી દીપાવ્યું હતું. પોતાના પ્રીયજનને માટે ઉત્તમ પ્રકારના પુષ્પોનો હાર પોતાના હસ્તથી ગુંથી રાખી મુકેલો હતો. આમ સર્વ પ્રકારની તૈયારી કરી તે એક ખુરસી પર જેમ ચાતક વર્ષાદની રાહ જોવે તેમ બેઠી

એટલામાં દાસીએ આવી ખબર આપી કે રાજકુંમાર આ તરફ આવે છે." આ શુભ સંદેશ લાવનાર દાસીનાં આજે ધનભાગ્ય કે તેને કુંમાર આવ્યાના સમાચાર આપવા આવવાની તક મળી આ સમાચાર લાવનાર દાસીને સૌંદર્યવતીએ એક હાર ઇનામ આપ્યો આથી ખુશ થતી દાસી પોતાના કામ પર ચાલી ગઇ. અહાહા ? શું તેનો પ્રેમ.'

કુંમાર દરવાજા નજીક આવતાંજ કુમારીએ પોતાના હાથે ગુંથેલો હાર પેહેરાવી ઘણા હર્ષથી વધાવ્યા. બંનેનાં નયને નયનો મળ્યાં. પ્રેમ બાણ છુટયાં, એટલે કામજવર ચઢે તેમાં શી નવાઇ ! કુંવર સૌંદર્યવતીને જોઇ વિસ્મય થયો. ખરેખર ! જે નરને આવી નાર હશે તેના ભાગ્યને ધન્ય છે. જે રૂપ હું ફોટામા જોતો હતો તેથી અધિક રૂપ અહીં નજરે નિહાળું છું. તે રૂપમાં અંધ બનવા લાગ્યો; ને તેના મુખથી બોલાયુ " હે પ્રિભુ આ પુતળી ઘડતા ખરેખર ! તારી આંખમાં પણ કામાવિકાર ઉત્પન્ન થયો હશેજ કુંવર પોતાનું ભાન ભુલવા લાગ્યો પોતે કયા છે તે સમજી શકયો નહિ. કુંવરીએ પુછયું. કેમ છો રાજકૂમાર ? ખુશીમાં તો ખરા ? આપનાં માત પિતા સર્વે ખુશીમાં હશે; કેમ નહિ વારૂ ? કોયલ સમ મીઠા સ્વરથી કુંવરી બોલી કુંવરના સામે નયન કટાક્ષ કર્યો. ચતુર કુંવરે યોગ્ય ઉત્તર આપી નયન કટાક્ષને પ્રેમપાસમાં બાંધી સ્નેહ સરીતામાં વહેવડાવ્યો. બંનેનાં મન શુદ્ધ પ્રેમથી કામાવિકાર બન્યાં. કુંવરીએ કુમારને પાસે બેસાડયો; ને દાસીને ચ્હા તથા નાસ્તો લાવવા હુકમ કર્યો. હુકમ પ્રમાણે સર્વ હાજર થયું. ટેબલ પર ચ્હાના પ્યાલા મુકાયા; ને કેટલાંક ફળ તથા અન્ય મેવો ટેબલ પર મુકી દાસી

ચાલી ગઇ. દાસીના ગયા પછી બંને જણ શાન્ત બેસી રહ્યાં, પણ કોઇ ચ્હા પીતું નથી; એટલે કુમારીએ કહ્યું. કે રાજકુમાર! શું ચ્હા પીતાં પણ હજુ શીખ્યા નથી, કે આમ બેસી રહ્યા છો. આ મર્મયુક્ત વાક્ય સાંભળી કુંવરે વિચાર્યું કે અહીં મારી કીંમત થશે. જ્યારે કુંવરી મારા પર આટલો સ્નેહ રાખે છે; તો મારે પણ શર્મ તજી જવાબ આપવોજ જોઇએ. એમ વિચાર કરી કુંવરે કહ્યું. રાજ-દુલારી ! ચ્હાતે એમ કંઇ પીવાય ચાહ હોય તો ચ્હા પીવાય. તેમાં અમે મહેમાન ઠર્યા.

કુંવરીએ જાણ્યું કે કુમાર સ્નેહ માગે છે; તેથી તેણે જણાવ્યું; કે અંતઃકરણમાં સ્નેહ હશે તો ચાહ આપજ આવશે. તે કંઈ છેટો નથી. તે તો આપજ ખોળતો આવશે. કહી કુંવરીએ નયનનો ચાળો કર્યો. કુંવર સમજ્યો તે હવે તેના મન ઉપર સ્નેહની અસર થઇ જણાય છે. બંનેએ ચ્હા તથા નાસ્તાને યોગ્ય ન્યાય આપી અન્ય વાતોમાં ગુંથાયાં. ત્યાં દાસીએ ખબર આપી કે રાજમાતા આ તરફ આવે છે. બંનેએ પોતાને છાજે એવી જગ્યાએ બેઠક લીધી. એટલામાં રાજમાતાએ પ્રવેશ કર્યો. કુંવરી પોતાની માતાને સામે જઇ તેડી લાવી. આ વખતે કુમારે પણ રાજમાતાને સારૂ લગાડવા માટે પોતાની જગ્યાએથી ઉભા થઇ આવકાર આપ્યો. આવી સભ્યતા જોઇ રાજમાતા ખુશ થયાં, ને વિચારવા લાગ્યાં કે કુમાર કેટલા બધા વિનયશાળી જણાય છે, જો કે તે અમારા કરતાં મોટા રાજયના માલીકના પુત્ર હોવા છતાં; જેને જરાએ અભિમાન નથી. મારી પુત્રીનો સંબંધ ત્યાં થાય તો અમારાં ધન્ય ભાગ્ય. આમ વિચાર કરતાં રાજમાતા આસન ઉપર બેઠાં, પછી

બોલ્યાં. રાજકુમાર ! મ્હારા આવવાથી આપના કોઇ કાર્યમાં હરકતતો આવી નહી હોય ! જોકે હુ મ્હારા સ્વતંત્ર વિચારથી આવી નથી; પણ મ્હારી પુત્રીના પિતાના હુકમથી મારે અહીં આવવાની જરૂર પડી છે. કુંવરીએ પોતાની માતાના મુખથી પોતાનું નામ સાંભળી શરમાઇ નીચું જોયું. નીચું જોતી વખતે તે રાજ-કુંમારને નયન કટાક્ષ કરવાનું ચુકી નહી, આ સઘળુ ચતુર રાજમાતા પળમાં સમજી ગયાં કે બંનેનો સ્નેહ મળ્યો હોય તેમ જણાય છે માટે લાવ જરા પૂછી તો જોઉં એમ વિચારી રાજમાતાએ પુછ્યું બેટા ! મ્હારા તથા ત્હારા પિતાના વિચારો તું જાણતી હોઇશ નહિ ? અમોએ તમોને પુછવું યોગ્ય ધારી આજે હું અહીં આવી છું. કારણકે તારી ઉમર થવા છતાં ત્હારા લગનની અમો કંઇ તૈયારી કરી શક્યાં નથી. છતાં આજે અમારો વિચાર જૂદોજ છે કે આપણે ત્યાં આવેલા મહેમાન જો તારો સ્વીકાર કરે તો અમે ઘણાંજ ખુશી છીએ તેમાં ત્હારો શો વિચાર છે તે અમને જણાવ કારણકે ઉમરલાયક પુત્ર અગર પુત્રીને માબાપે પુછવુંજ જોઇએ માટે જો તારો વિચાર હોય તો અમો કુંવરનાં માતાપિતાને તારૂ માગુ મોકલીએ ને જો તારાં પુન્ય હોય ને તે કબુલ કરે તો અમારાં ધન્ય ભાગ્ય અમે માનીએ. માટે જે હોય તે વિના સંકોચે અમને જણાવ.

માતાના મુખથી આવાં વચન નીકળતાં સાંભળી કુમારીએ શરમાઇ નીચું જોઇ તીરછી નજરથી કુમાર તરફ જોઇ હસી. પછી ધીમેથી બોલી. માતા ! તમો સ્રીયોનું હૃદય સમજો છો, પુત્રીને એવી કોઇ જાતની છુટ આપવામાં આવતી નથી કે, તે પોતાના

સુખનો માર્ગ શોધી લે. તેમ છતાં મારાં માતાપિતા જે કરશે તે હંમેશાં મારા સુખનેજ જોશે. ને કદાચ મારા નશીબમાં દુઃખ સરજાયું હશે તો કોઇથી મિથ્યા થવાનું નથી. પણ જો તમારી ધારણા સફળ થાય તો મને કોઇ જાતનું દુઃખ નથી. અત્યારે હું આપને ખરૂં જણાવી શકતી નથી કારણકે મારી સ્થિતિનું ભાન હું આજે ભુલી છું. આપ મારાં જન્મદાતા માતા છો; એટલે મારે મારૂં દુઃખ જણાવવુંજ જોઇએ, કે ' રામ વન જતા સુણી સીતા જવા કેટલાં આતુર હશે ? ' તેવીજ સ્થિતિ અત્યારે આ કુમારને જોવાથી થઇ છે. રાજમાતા સમજ્યાં કે કુંવરીની ઇચ્છા કુમાર સાથે સંબંધ જોડવાની છે. આમ વિચાર કરતાં રાજમાતા રાજકુમાર તરફ જોઇ બોલ્યાં કુમારશ્રી તમે સમજુ અને શાણા છો, આપને વિશેષ કહેવાની જરૂર નથી કારણ કે તમોએ અમારી સઘળી વાત સાંભળી છે, જો આપ અમારી માગણીનો સ્વીકાર કરી હમોને ભાગ્યશાળી બનાવો તો અમારા ભાગ્યને અમો ધન્ય માનીયે આ સાંભળી કુંવરે વિચાર્યું કે, માતાપિતાની આજ્ઞા સિવાય મારાથી હા કેવી રીતે કહી શકાય; જો કે પિતાજી કંઇ કહે નહિ, પરંતુ મારે મારી સાથે આવેલી મારી ઉદયેશ્વરીને પુછવુંજ જોઇએ. માટે હાલ કંઇ જવાબ ન આપતાં તેમણે ટુંકમાં જવાબ આપવા વિચાર કર્યો. રાજમાતા ! આપના વિચારો હું બરાબર સમજયો છું આપની ઇચ્છા હશે તેમ થશે. આ સાંભળી રાણી ખુશી થતાં ઉઠી ચાલવા માંડયું.

તેમના ગયા પછી બાજુના ખંડમાં બેઠેલી કામલતા તેમના ખંડમાં આવી પ્રવેશ કરતાં કામલતાએ જણાવ્યું સ્વામીનાથ ?

આજે આપ અહીં બહુ વખત રોકાયા તેથી આપનાં દર્શનાભિલાષી આપની રાહ જોયા છતાં જયારે ન આવ્યા; ત્યારે મ્હારે આવવાની જરૂર પડી. તો માફ કરી દાસીની સેવા સ્વીકારશો. કુંવરે વિચાર્યું કે ચતુર કામલતાએ અમારી સઘળી વાત સાંભળી જણાય છે. ને તેટલા માટેજ તે અત્યારે એકદમ આવી જણાય છે પણ ઠીક છે આપણે ત્હેને પુછી સર્વ જાણી લઇશું એમ વિચાર કરી ત્હેને સ્હામે બેસવા• કહ્યું પણ ખરી ક્ષત્રિયાણી પોતાનો ધર્મ સમજી ત્યાં ન બેસતાં નીચે બીછાવેલા ગાદી તકીયા પાસે બેઠી પછી કુંવરે જણાવ્યુ પ્રીયે ! અમારી વાત જોકે તમારાથી અજાણ નથી તેમાં તમારો શો અભિપ્રાય છે તે જણાવશો કામલતાએ કહ્યું સ્વામીનાથ ! આપ સર્વ મુખત્યાર છો જોકે આપની ઇચ્છા હોય તો મારો ધર્મ છે કે તમોને વિઘ્ન ન કરતાં સદા સહાય કરવીજ જોઇએ આમ વાત ચાલતી હતી, ત્યાં દરબારનો વખત થવાથી કુંવર ઉઠી ચાલતા થયા તો હવે આપણે વિલાસનગરમાં શું થાય છે તે જોઇએ.



પ્રકરણ ૪ થું.

# પ્રેમમાં વહેમ.

**ચહાતાં હતાં હરદમ અમે, પણ પ્રેમમાં ખામી પડી,**
**બહુ બહુ ઉપાયો શોધતાં, ના વે'મની બુટ્ટી જડી.**

પ્રિય વાંચક અત્યાર સુધી આપણે રત્નગઢના રાજ્યની વાત કરી ગયા, તો હવે આપણે વિલાસનગરના મહાલયમાં શુ થાય છે તે તપાસીએ, વિલાસનગરના મહારાજા સમ્રાટ અશોક હતા. તેમને એક પુત્ર તથા પુત્રી હતાં પુત્રનુ નામ કનકસીંહ હતું, ને પુત્રીનું નામ કપટકળા હતુ કુંવરની ઉંમર ૨૨ વર્ષની ભરજુવાની હતી ત્યારે પુત્રીની ઉંમર પણ વીસ વર્ષની હતી. પોતાની પુત્રીનો વિહવા અમરગઢના રાજા અમરસીંહના પુત્ર બહાદુરસીંહ સાથે કરેલો હતો. બહાદુરસીંહને રાજા અશોક પોતાને ત્યાં રાખતા હતા કારણ કે પોતાનો પ્રેમ પુત્રી પર વિશેષ હોવાથી તે પોતાના જમાઇને પોતાને ત્યાં રાખતા ને ત્યાં તે રહતા હતા. કપટકળા જોકે રૂપમાં હોવા છતાં પોતાનું સૌંદર્ય દીનપ્રતીદીન કેમ વધારવુ તેની કાળજી વિશેષ રાખતી હતી. પીતાની બીન કાળજીને લીધે તેના મગજ ઉપર જુદીજ અસાર થઇ હતી પોતાના સ્વામીનામાં પોતાના કરતાં વિશેષ જ્ઞાન તથા ગુણ હોવા છતા; તે તેના મનથી મૂર્ખ

સમજી પરપુરૂષ સાથે પ્યાર જોડવા માટે તે વિચારો કરતી હતી. ત્હેણે ગુપ્ત રીતે પોતાના સરદાર કપટસીંહ સાથે પોતાનો પ્રેમ જોડયો હતો. કપટસીંહ જોકે ગુણમાં સારો હતો પણ દુનીયાની કહેવત પ્રમાણે તે કપટકળાના પ્રેમમાં ફસાયો હતો.

નારી નયન કટાક્ષથી, નચવે નર નાદાન.
ભુલી ભાન પોતા તણું, બને નુર હેવાન.
મોટા મુનીવર છે લલચાયા, લલના: તણા લટકા મહી
ધારે ધ્રુજાવે ધર્ણ નારી, ત્યાં તાકાત કોઇની છે નહિં.

એ પ્રમાણે કપટસિંહ સાથેના દિનપ્રતિદીન વધતા જતા પ્યારની કોઇને ખબર પડતી નહિ. પણ હંમેશાં પાપનો ઘડો ફુટયા વિના રહેતો નથી. તે પ્રમાણે બંનેના વધતા જતા પ્યારથી. કપટ-સીંહ ઘણી વખત રાજકુમારીના આવરણમાં આવજા કરતો હતો. તેમનાં આ આચરણોની ખબર કુમાર બહાદુરસીંહને મળી પોતાની પત્ની આવી બદચરણની હોવાથી કુવરને તેના પ્રત્યે તીરસ્કાર ઉપજયો. ને જે સાધારણ પ્રેમ હતો તેમાં વેમનો વાસો થયો. બહાદુરસીંહ રાત દીવસ આ બનાવથી પોતાના મનમાં ચીંતા કરવા લાગ્યો. આથી તેનું શરીર શોશાવા લાગ્યું. આ તરફ કુવર કનકસીંહ સોંદર્યવતી તથા કામલતાને લઇ પોતાના રાજયમાં પાછો આવ્યો. પોતાના પિતાને આ સમાચાર જણાવ્યા રજપુત રીવાજ પ્રમાણે રાજાએ કુંવરને આનંદ જણાવ્યો આ પ્રેમી જોડાં હવે સુખી રહેવા લાગ્યાં. પણ રાજમહેલમાં એક માણસને દુ:ખ થવા લાગ્યું પોતાની પત્ની સ્વચ્છંદી થવાથી પોતે બીજાને વાત પણ કહી શકે નહિ; ને કોઇ વાત જાણે તો પોતાની આબરૂ જાય; તેથી તે પોતે

કોઇને મળતો નહી. પણ એક દીવસ રાજા અશોક પોતાના જમાઇ પોતાને મળતા ન હોવાથી તેમને મળવા માટે ગયા રાજા જમાઇની સ્થીતી જોઇ વિચારમાં પડયા; કે જમાઇના શરીર ઉપર આટલો ફેરફાર શો ! તેથી રાજાએ પોતાની પાસે બોલાવી પૂછયુ; બહાદુર-સીંહજી આપની કાન્તિમાં આજકાલ ફેરફાર થતો જણાય છે; તેનુ શું કારણ છે શું આપને કોઇ પ્રકારની ચીંતાએ ઘેર્યા છે કે આમ થવા પામ્યુ જો તેમ હોય; તો મને જણાવો કે હું જાતેજ તેનો બંદોબસ્ત કરૂં મેં આપને મારા પુત્ર કનકસીંહ સમ જાણીને મારે ત્યાં રાખ્યા છે, છતાં આપને જે વાની ખામી જણાય તે તમો મને જણાવતા નથી, ને આમ ચીંતામાં રહી શરીરને કષ્ટ આપો તે ખરેખર અમને શરમાવનારૂ છે. કુંવર પોતાના સસરાના મુખનાં વચન સાંભળી વિચારમાં પડયો; કે હે પ્રભુ ! જેના પિતા આવા દેવ સમ તેની પુત્રી શુ આવી વ્યભિચારણી હશે ખરેખર તેનાં આ આચરણો કુળનો નાશ કરવા માટેજ છે, આમ વિચાર બહાદુરસીંહ કરતો હતો; ત્યાં રાજાએ કહ્યું શું તમને મારા પુત્ર તથા તેનાં માણસો તરફથી દમન કરવામા આવે છે કે આપને અન્ય કોઇ દમન કરે છે. જે હોય તે સ્પષ્ટ કહો; કારણ કે જે સડો અસારથી પેસે તે આગળ જતાં ઘણુંજ નુકશાન કરે છે કુંવરના મન ઉપર જયારે રાજાએ અન્ય કોઇ દમન કરે છે એમ બોલ્યા, તે વખતે જુદીજ અસર થઇ. ખરેખર ? દેવ તુલ્ય રાજન આપના છેલ્લા મર્મયુક્ત વાકય મને કાળી ઘા સમ લાગે છે. પણ હું મારા હાથે મારી એબ ઉઘાડી પાડી તમારી કીર્તિને કલંકીત કરવા કરતાં હું જાતેજ મરણને શરણ થવાનું વધારે પસંદ કરૂં છું. આપને જણાવાથી ઉલટો આપના શાંન્ત મગજમાં ક્રોધનો અગ્ની પ્રસરશે.

ને તે અગ્ની કોણ જાણે કેટલા ભોગનો બળીદાન લેશે. તે હુ સમજી શકતો નથી. માટે આપ એ વાત જાણવાની નાહક હઠ ન કરો; ને સુખેથી રાજયતંત્ર ચલાવો. જેનું લાગ્યુ તે ભોગવશે. આ વાકય કુંવર મર્મયુકત બોલ્યા. ચતુર રાજા સમજી ગયા કે; જરૂર કુંવરને કોઇ જાતનું દૂઃખ નથી; કારણ કે તે સમજુ છે. પણ જરૂર તેમને મારી પુત્રી તરફનું દૂઃખ હોવુ જોઇએ. તો મારે તે ખાનગી તપાસ કરવી જોઇએ. આમ વિચાર કરી રાજા ઉઠી ચાલતા થયા તેમણે આજે રાજમહેલમાં જઇ ભોજન પણ કર્યું નહી, ને પોતાની પુત્રીની દાસી કુલટાને બોલાવવા માટે મોકલ્યું કુલટા જે નામ પ્રમાણે ગુણ ધરાવતી હતી; તે આવી હાજર થઇ તેને જોઇ રાજાએ કહ્યું. કેમ કુલટા તું મારી પુત્રી કપટકળા પાસે રહે છે ખરી ? દાસીએ માથુ હલાવી હા કહી. રાજાએ પૂછ્યું; તું મારી પુત્રીનાં કંઇ બદચરણો તારા જાણવામાં આવ્યાં છે ? દાસી-એ જવાબ આપ્યો રાજન હું કંઇ જાણતી નથી એટલે રાજાએ કહ્યું કે તું એમજ કહે ને કે હુ ત્યાં નોકરી કરતી નથી. રાજાના આ શબ્દોએ દાસીના ઉપર જુદીજ અસર કરી. પોતાની નોકરી તજી ઘેર બેસવા વખત આવી જાણી તે બોલી. રાજન જુઠું બોલી તેની ક્ષમા ચાહું છું. હાલ બે માસ થયા, આપણો સ.........ર... ...... દાર.........ક.........પટ.........સીં.........હ ત્યાં કુંવરીબા પાસે આવે છે. આટલું બોલી દાસી નીચું જોઇ ઉભી રહી.

રાજા આ સાંભળી પગથી માથા સુધી સળગવા લાગ્યા. અરે ! હાય ! મારી પુત્રી આવાં દુષ્કર્મની કરનાર નીકળી. આ સઘળાનું કારણ માત્ર મારી બીન કાળજી છે. હાય ! પુત્રી તને શું કરૂં;

મારી તલવારના એકજ ઘાથી તારા બે ટુકડા કરૂં; પણ સ્ત્રીહત્યાના મહાન પાપથી ડરૂં છું. ઠીક છે હવે મારે તારા સુખનો ઉદય અસ્ત કરી તારે માથે દુઃખનાં વાદળ વરસાવવાં પડશે. આમ વિચાર કરે છે ત્યાં રાણી સત્યવતી આવી ચઢયાં; તે રાજાને નિરાશ થયેલા જોઇ બોલ્યાં.

સ્વામીનાથ ! આજે આપ આમ ઉદાસ કેમ જણાવ છો ? શું રાજ્યપર એવી કોઇ આફત આવી છે. ને કદાચ આવી હોય તો શું તે ઉદાસીનતાથી ટળવાની છે ? આવાં બહાદુરીનાં વચન પોતાની રાણીના મુખથી સાંભળી રાજાએ કહ્યું રાણી ! રાજ્ય પરની આફતથી કદી ખરો ક્ષત્રી ઉદાસ થાય એ સ્વપ્ને પણ બને ખરૂં ? રાજ્ય પર આવતી આફત એતો ક્ષત્રિયોના ધર્મની કસોટી છે. પણ શું કરૂં લાચાર છું કે મને મારા ઘરની આફત આજે આમ ઉદાસ બનાવી રહી છે, હે પ્રીયે ! તારો આ સ્વામી હજારો દુશ્મનોને સંહારવા તૈયાર છે. પણ તારી પવિત્ર કુખને લજાવનાર તારી પુત્રીને સંહારવા આજે નીરઉપાય છે. પુત્રીનું નામ સાંભળતાં રાણી ચમકયાં; ને બોલ્યાં, નાથ ? એવો તે તેણે કયો ગુન્હો કર્યો છે; કે આપ આટલા બધા ગુસ્સે થયેલા જણાવ છો. શું તેણે આપના સામુ બોલી આપનુ અપમાન કર્યું. કદાચ અણુસમજમાં તેમ થયું હોય તો તેને બાળક જાણી માફી આપવી જોઇએ.

ઓ અણુસમજુ પુત્રીની સમજુ માતા ! તારી પુત્રીએ મારી ઉજવળ કીર્તીને કલંકીત કરવાનું પગલું ભરી મારી ડોક સદાને માટે નીચી રહે તેવું કાર્ય આદર્યું છે. આવી પુત્રીનો જન્મ આપતા પહેલાં તેને મારી નાખી હોત તો મારે આજે આમ શરમાવા વખત ન આવત. તમારી પુત્રીના પાપ કર્મથી બહાદુરસીંહ આજે

## ૨૮. રાજમહેલનું રમખાણ.

બે માસ થયાં સોસાયા કરે છે; ને હું એ નીરભાગી પુત્રીનો પિતા એજ પાપથી ચિંતારૂપી ચિંતામાં સળગી રહ્યો છું. તેણે સુવર્ણ પાત્રને તજી ઠીકરામાં આરોગવાનું ઉચીત ધારી તે પાપમાં પડી ચુકી છે. કહી રાજાએ ઘાઢ નિસાસો નાખી બોલ્યા. અરેરે પ્રભુ! આ શબ્દો મારા મુખથી ક્યાં બોલવા વખત આવી. રાણી આટલી વાત ઉપરથી સમજી ગયાં, ને તે પણ રાજાની માફક શોક સાગરમાં ડુબકાં ખાવા લાગ્યાં રાણીને પણ પગથી તે માથા સુધી ઝાળ ચઢી, પણ શું કરે. આમ અહીં વિચારોમાં બેઠાં હતાં; ત્યાં કનકસીંહને ખબર થતાં પિતાની શોધ કરતો ત્યાં આવી ચઢ્યો. માતાપીતાને વિચાર સાગરમાં ડુબેલાં જોઇ કુંવર વિસ્મય થયો ને બોલ્યો. માતા અને પિતા! તમારા આ પુત્રના કયા અપરાધથી આમ બેસી રહી; મારી સાથે બોલતા નથી. શું મેં કંઇ એવું અનિષ્ટ કાર્ય કરી આપના નામને કલંકીત કરી શરમાવાનું કર્યું છે; મને કહો કે એવો મારો કયો ગુન્હો છે તે જણાવો. પુત્રને આવું બોલતો સાંભળી રાજાએ કહ્યું, બેટા તારા ગુન્હા માટે મારે કંઇ આમ કરવા વખત હોય નહિ પણ તારી બેન કે જેને હું અત્યંત પ્યારથી ચાહતો હતો; તેણે સુવર્ણ પાત્ર તજી ઠીંકરામાં આરોગવા માંડયું છે. તેથી તારા બનેવી આજે બે માસથી સોસાયા કરે છે આ સાંભળી કુંવર ક્રોધથી બોલ્યો, કે પિતાજી હું અત્યારે ત્યાં જાઉ છું કે એવો કોણ પાપાત્મા સીંહની બોડમાં હાથ ઘાલી હાથની સલામતી ચાહે છે. એમ બોલતો કપટકળાના ભુવન તરફ ચાલ્યો. તો પ્રિય પાઠક તમે પણ ચુપકીથી મારી પાછળ આવો; ને તપાસીયે કે કપટકળા તથા કપટસીંહ શું કરે છે.

## પ્રકરણ ૫ મુ.

# સ્ત્રી ચરિત્ર

**સંસારમાં આ ચરિત્રને, સમજી શકે ના કો કદા**
**ઉલટા ફસાઈ મોહમાં, વહોરી લીયે શીર આપદા.**

પ્રિય વાંચક હવે આપણે રંગમહેલમાં પ્રેમ સાગરમાં ડુબકાં મારતા પ્રેમી પંખીઓને જોઇએ કે તેશું કરે છે; કપટકળાએ કપટસીંહને પોતાના વાત જણાયાના સર્વ સમાચાર કહી જાણીતો કર્યો પછી તેનું શું કરવું ને વિચાર કરવા જણાવ્યું આ બીચારાં પ્રેમી જોડાંને કયાં ખબર છે કે આપણા ઉપર દુઃખનું વાદળ તુટી પડવાને થોડોજ વખત છે. આનંદથી પ્રેમાલાપ કરતાં સ્હામા સ્હામી પ્રેમની ધારા વરસાવા લાગ્યાં કપટકળા હર્ષથી કપટસીંહને આલીંગન આપી. તેની ગોદમાં ભરાઇ પોતાના અધરોષ્ઠનું પાન કરાવા લાગી. આમ બન્નેનુ પ્રેમ યુદ્ધ ચાલી રહ્યું હતું તેટલામાં એનની તપાસ કરવા નીકળેલો કનક કપટકળાના ખંડ તરફ આવતો જણાયો દાસીએ કપટકળાને ખબર આપી કે; કનકસીંહ આ તરફ આવે છે. કનકનું નામ સાંભળતાંજ કપટસીંહના બંધ ઢીલા પડી ગયા. તેણે વિચાર્યું કે જો કનકસીંહ અમારી સર્વ વાત જાણતો હશે; તો

આપણે અહીંથી બચવા મુશ્કેલ છીએ. કારણ કે કનક ખરેખરો બહાદુર લઢૈયો છે. તે મારા જેવા ચારને હંફાવી શકે તેટલી તાકાત ધરાવે છે. આમ વિચાર કરતો કપટસીંહ કપટકળા તરફ જોઈ બોલ્યો. હે સ્નેહ સરીતા ? હવે આ તારે શરણ આવેલું માછલું જરૂર તું જ જીવાડજે. જો નારાં મોજાંમાં તેને તાણી ફેંકી દઇશ તો તે જરૂર તરફડી મરણ પામશે. આ વાકયો એક બહાદુર સરદારના મુખમાંથી નીકળતાં સાંભળી કપટકળા બોલી. શું ? આજ તમારી વીરતા કે ? આમ કાયરતા અત્યારથી કરશો; તો આ રાજ-દુલારીને શી રીતે રાજરાણી બનાવી શકશો. આ સાંભળી કપટસીંહની જતી રહેલી હીંમત આવી, અને બોલ્યો, પ્રીયે ! જો તું મને ત્હારો પ્રેમ ખરા અંતઃકરણથી આપતી હોઉં; તો આ કપટસીંહ કંઇ બાયલો નથી. તારા પ્રેમને માટે હું ગામને વેરાન જંગલ સમ બનાવવા આ કપટસીંહ બાહુમાં બળ ધરાવે છે. પણ તમો સાચા પ્રેમથી ચાહતાં હો તો.

### દોહરો

મળે જો પ્રેમ તારો તો; કરૂં કુરબાન આ કાયા<br>
ભલેને પ્રાણ જાયે પણ, નથી કંઇ બાયલા જાયા.<br>
હજારો દુશ્મનો હણવા, ધરૂં શમશેર હું હાથે;<br>
અરે ! ઓ કાળમુખા તું, ભમે છે મોત તુજ માથે.

છેલ્લી લીટી બોલતો કનક દોડતો આવવા લાગ્યો. તેને અંદર આવતો જોઇ જે બહાદુર અત્યાર સુધી પોતાની બહાદુરી જણાવતો હતો, તે જેમ સીંહને જોઇ શીયાળ નાસવા માટે માર્ગ

શોધે તેમ કપટસીંહ કનકને જોઇ માર્ગ શોધવા લાગ્યો. પણ બહાદુર કનક કંઇ જેવો તેવો ન હતો કે કપટસીંહને એમ જવા દે. તેણે તરતજ તેના સામી પીસ્તોલ ધરી કહ્યું. કપટસીંહ તથા કપટકળા તમોએ જો અહાંથી નાસવા માટે પગલું ભર્યું છે, તો મારૂં આગમન જાણ્યા શીવાય, તમો કનકની પીસ્તોલનો ભોગ થશો. સીંહને શીયાળ સમજી તે આશ તજી દેજો.

નથી એ કેશરી કૃત્રિમ, કે શીયાળ છુટથી નાશે;
ખરો છે કેશરી બાળક; સુણીને સાદ તે ત્રાસે.

જરૂર જો આશ જીવવાની, ત્યજી દો નાશવા બારી;
નહી તો મોત વીણુ મરશો, થશે હાલત નહી સારી.

ઓ કપટથી ભરેલા કપટસીંહ આમ આવ. હું તમોને મારવા માટે આવ્યો નથી પણ તમોને મળવા માટે આવ્યો છુ. આમ જ્યારે કનક કપટસીંહને કહેતો હતો; એ વખતે કપટકળાએ કનકને મારવા માટે પીસ્તોલ હાથમાં લીધી. પણ ચતુર કનક જાણી ગયો, ને કપટકળા તરફ ધસ્યો, ને બોલ્યો.

અરે ઓ કાળમુખી તું, મરવા શીદને ચાહે;
જોઇને કૃત્ય આ તારૂં. ઉઠે છે અંગમાં લાંયે.

નથી તાકાત એ ત્હારી, ઉડાવી બહાર કરવાની;
ત્યજી દે આશ એ તારી વિના મોતે તું મળવાની.

આમ બોલતો કનક ભુખ્યા કેશરીની માફક કપટકળા તરફ ધસ્યો, ને તેના કોમળ હસ્તમાં મુષ્ટિનો પ્રહાર કરી, હાથમાંની

પીસ્તોલ નીચે પાડી. પીસ્તોલ નીચે પડતાં ઘોડો પડયો, તેથી ફેર થયો, અવાજ ખાલી ગયો. પછી કપટસીંહને પાસે બેસાડયો. એટલે કપટકળા બોલી ભાઇ ! આપની બહાદુરીનાં વખાણ સાંભળતી હતી. પણ તે સઘળું પરાક્રમ આજે મારી નજરે જોવાથી મનમાં ઘણી ખૂશી થાઉં છું કે જે બેનનો ભાઈ આવો બહાદુર હોય તેવી બેનને સદાને માટે સુખનીજ છાયા રહે. આમ સારાં લગાડવાનાં વાકયો સાંભળી કનક બોલ્યો બેન હું પણ મારા ભાગ્યને ધન્ય માનું છું કે જે ભાઇની બેન આવી વખતને અનુસરી બહાદુરીનું કામ કરે તેના ભાઇને સદાને માટે સંતોષ ન હોય, પણ ઉલટી ઉપાધી રહે, બેન ? બેન ? તારા આ કૃત્યોથી હું ઘણોજ દીલગીર છું, કે માતાપિતાના કુળને કલંકીત કરવાનું પગલું ભરી માતાપીતાને મોતના મુંખમાં નાખી પોતે સુખ અને સાયબીમા મહાલે. ભાઇ આ સર્વ તું કોને કહે છે. શું હું તારી નજરમાં વ્યભીચારીણી જણાઉં છું તેમ સમજવામાં ભુલ ખાય છે. જરૂર ભાઇ તમને કોઇ દુશ્મને ખોટા વહેમમાં નાખી આપણા આનંદને ખેદાન મેદાન કરવાનો રસ્તો કર્યો છે. આ બીચારા ભલા સરદાર કે જે આપણા સુખને માટે પોતાના પ્રાણની આહુતી આપે છે. તેમને મેં આજે અગત્યના કામ માટે બોલાવ્યા હતા ત્યાં આપ આવી ચઢયા, ને આટલું વ્હેમનું કારણ બન્યું ભાઇ આપના અંતઃકરણના ડાઘને ભુંસી નાખો ને આ તમારી બેન તમારા સોગન ખાઇને કહે છે કે હું કોઇ જાતના પ્રપંચનાં છુ નહિ, ને કોઇ બદમાસે આ તર્ક ઉઠાવી આપને અહીં મોકલ્યા છે. મને જણાવશો કે તે કોણ છે.

કરૂં શીરછેદ પાપીનો, લઢાવ્યાં આપણે એને,
જરૂર શીક્ષા કરીશ તેની, પછાડું પાતાળે તેને.
દગાખોરો દગો કરતાં, જરી ના દેખતા કોઇ,
હજારો દાખલા એવા, કે ભાઇએ બેનને ખોઇ.

આ શબ્દો સાંભળી કનક પાછો ક્રોધની જ્વાળથી સળગી ઉઠયો, ને બોલ્યો શું તુ શીક્ષા કરશે ?

નથી તાકાત તારામાં, જરાયે દુશ્મનો હણુવા,
ઉભો છું સામને તારી, ગણુ હું તુજને ત્રણુવા.
જોયું છે આંખથી મારી, સુણ્યું છે માતથા સર્વે,
છતાં ઓ કુતરી કામી, ફુલાયે શું અરે ગર્વે.

બસ ! હવે મારી ચોક્કસ ખાતરી થઇ. તું ખરેખર ગુન્હેગાર છે, માટે તમો જરૂર ટુંક સમયમાં મોતના મુખમાં હોમાશો. અત્યારે હું, જે માતાપીતા ત્હારા કૃત્યને લીધે મોતના મુખમાં પડવા તૈયાર થયાં છે. તેમને મારે બચાવા જવુ જ જોઇએ ને તને ચેતાવું છું કે

ચેતી તુ ચપળા ચાલજે, ભમે છે મોત શીરે ઉપર
જરૂર સમજી રહેજે તું, રહી છે કોપીએ કુદરત.
નહીં ફાવો તમે બંને, તમારી ધારણા ખોટી,
કરૂં શું ફેર હું તુજને, ખરે તું બેન છે છોટી.

એટલું બોલી કનક ચાલ્યો ગયો. એટલામાં બહાદૂર કંઇ કારણુસર કપટકળાના ખંડ તરફ આવ્યો તો તેણે કપટસીંહને તેના ખંડમાં બેઠેલો જોયો. કપટસીંહને જોતાંજ બહાદુરસીંહનો મીજાજ હાથથી ગયો, ને તે કપટસીંહને કહેવા લાગ્યો.

અરે ? ઓ નીચ કુલટા તું, સુવર્ણ પાત્રને ધારે,
ઉડીને ચાલ તું અહીંથી, બચવું હોય જો તારે.
ખબર ન હતી મને પડતી, ઉછેર્યો સાપને હાથે.
ખરેખર દુધ પીને તું, ચઢી બેઠો હવે માથે

અરે ! ઓ મોતના મુખમાં પડેલા કપટસીંહ તારી આયુષ્ય દોરી ખુટી છે, ને આ સ્હામે જણાતી કુલટાની ચક્ષુ ફુટી છે કહી ક્રોધથી કપટને લાત મારી કપટકળાને પકડી બોલી ઉઠયો.

નારી ઓ કાળી નાગણી શું વીષ જ્વાળા છે ભરી,
સમજી હવે જા ઉર મહીં કે મોત વીણ હાથે મરી.
રમતાં તને આ ચરીત્ર, શીખવ્યાં હતાં કોણે કહ્યાં,
શા માટે ના કંઇ બોલતી, શું પ્રેમમાં અંધાં બન્યાં.

બસ ? ઓ કાળમુખી ? જા તારું મુખ છુપાવ તું એમ ન સ્હમજીસ કે તારા માતાપીતાના રાજમહેલમાં રહી આ બહાદુરસીંહ બહાદુરી તજી નીચનારી બનશે. મને તારા કૃત્યોની ખબર પડી હતી. પણ હું શોધતો હતો તે આજે મળી આવ્યો. કહી કપટસીંહના સ્હામુ લાલ નેત્રે જોયું કપટસીંહે વિચાર્યું કે આ બહાદુરને તો હું પહોંચીશ કારણ કે તે કનક જેટલો બહાદુર નથી કહી પીસ્તોલ ઉપાડી. બહાદુરસીંહે જાણ્યું કે જરૂર કપટસીંહ ખુન કરી મારા પ્રાણ હણી નાસી છુટશે, પણ કુદરત જેને રાખે છે તેને કોણ મારે છે. હાથમાં પીસ્તોલ લઇ કપટ ઉભો થયો. ને અરસામાં માતાપીતા પાસે ગયેલો કનક દોડતો પોતાની બહેનને તથા બહાદુરસીંહને પોતાન પીતા પાસે લઇ જવા માટે આવતો હતો. આ વખતે પહેરેગીરોએ

ખબર ન આપી, તેથી તે દોડતો આં આવી પહોંચ્યો. કપટસીંહ પીસ્તોલ લઇ પાછો ખસતાં બોલ્યો.

મુજ માર્ગમાં કંટક સમા, શત્રુ મરણુને શરણુ થા;
પીસ્તોલના આ બારથી સ્વર્ગ મહી ચાલ્યો તું જા.
છે કોઇ ના તારૂં અહીં, તુજ લાશ અહીંયાં રખડશે;
તો પાપીઆ તું પણુ અહીંથી, લેશ જીવતો ના જશે

આમ છેલ્લા લાઇન બોલતો કનક પીસ્તોલ લઇ આવતો હતો. તેને આવતો જોઇ કપટસીંહ હિમતધરી તેની સામે પીસ્તોલ લઇ ઉભો રહયો. ને બોલ્યો.

બસ રહે હવે તુ ત્યાં ઉભો, નહી તો પુરો તુજને કરીશ
મુજ વેરની આ આગમાં, વીણુ મોતથી તું તો મરીશ

આ સાંભળી કનક ક્રોધથી બોલ્યો.

ઓ પાપી આ તું શું બકે શું મારવાને ચ્હાય છે;
સમજ ઓ અંધ કામી કાગડા, તું અન્ન મારૂં ખાય છે.
તાકાત તારી છે નહિ, કે તું મને મારી જશે;
વિચારૂં હું તુજ સ્નેહને, નહી તો હાલ બુરા અહીં થશે.

એમ કહી કેશરીકનક કુદી પડયો. બાજી બાજુ ઉભેલી કપટકળા પીસ્તોલ ઉઠાવી ફેર કરવા જતી હતી; તે કનકસીંહ જોઇ જવાથી હજારો દુશ્મનોને હંફાવનાર કનક બોલી ઉઠયો.

બેસી રહે ત્યાં કાગડી, ઉમેદ મન ના લાવતી;
શીયાળ બનશે સિંહ નહિ તેમ પીસ્તોલ ના હંબાવતી.

૩૯. રાજમહેલનું રમખાણુ.

ઉભો રહયો છે કેશરી, શું શીયાળવાં મારી જશે;
ત્યારે સમજજે કુતરી, કે પૃથ્વી જરૂર પ્રલય થશે.

આમ બોલતો કનક કપટકળા તરફ ધસ્યો, ને હાથમાંની પીસ્તોલ પડાવી નાખી. આ સમયનો લાભ લઇ કપટસીંહ લાગ જોઇ છટકી ગયો. બાદ કનકસીંહ કપટી કપટકળાને લઇ પિતાજી પાસે ચાલ્યો. પણ તેમની પાછળ કપટકળાએ પાળેલો પોપટ પણ ગુપ્ત રસ્તેથી ચાલ્યો. તો પ્રિય વાંચક તમો પણ ચુપકીથી ચાલો, ને તપાસો કે તે શા માટે છુપા રસ્તે ગયો છે; તે તમોને ત્યાં જણાશે.



## પ્રકરણ ૬ ઠું.

# પાળેલો પોપટ

**પ્રેમી છે પંખી જાતમાં, પોપટ બહુ ઉપકારી છે;**
**ખાય છે જેનું લુણ ત્યાં ઉપકારીને વફાદારી છે.**





પ્રિય વાંચક ! તમને યાદ હશે, કે કપટકળાની પીસ્તોલ પાડવા કનકસીંહ તેના તરફ ગયો, તે સમયનો લાભ લઇ કપટસીંહ નાસી છુટયો હતો. ત્યારબાદ કનકે કપટકળાને લઇ ચાલવા માંડયું. તે જે ઠેકાણે પોતાનાં માતાપિતા બેઠાં હતાં, ત્યાં આવી કનકે કહ્યું. પિતાજી ! તમોએ મને જે તમારી પુત્રી, ને મારી બેનને બોલવા માટે મોકલ્યો હતો, તે મારી બેન આ આવી. રાજાએ કહ્યું. બેટા ! તારા કરતાં હું તેને વિશેષ ચાહતો હતો. પણ તેણે મને આજે દુનીયામાં ઉંચી ડોક કરવા વખત ન રહેવા દીધી; તેમ છતાં હું અત્યારે તેને બોલાવત; પણ તારી સામે થવાની ઉદ્ધતાઇભરી વર્તણુક સાંભળી, હું તેનું મુખ પણ જોવા ઇચ્છતો નથી. પણ શું કરૂં. આ તારી માતાના આગ્રહથીજ મેં તેને બોલાવા માટે મોકલી હતી. હવે તારી માતા તેને પુછી પોતાની

ખાત્રી કરે, એટલે એ કાળમુખીને અહીંથી દુર કર, અત્યાર સુધી શાન્ત બેઠેલાં રાજમાતા બોલ્યાં, બેટા કપટકળા ! તને આ રસ્તો કયાંથી સુઝયો. તને ખબર છે કે, તું એક ક્ષત્રાણી માતાની પુત્રી છે. તેને આવી અનિતી ન શોભે. પણ તેં આજે તેને પેટ જન્મ લઇ તેની કુંખને વગોવવાનું પગલું ભર્યું છે. આવા માતાના કારી ઘા સમ શબ્દ સાંભળી, કપટકળાએ પોતાની પ્રપંચી જાળ બીછાવવા માંડી. માતા ! માતા ! મ્હારી જન્મદાત્રી માતા ! મેં એક પણ એવું પગલું ભર્યું નથી, કે આપને શરમાવાનું થાય. હું પોતે પણ સમજી શકતી નથી, કે મારા કયા અપરાધના ગુન્હાથી આ આ શબ્દો સંભળાવવામાં આવે છે. સાંભળવામાં આવ્યું છે કે, હું કપટસીંહ સાથે સ્નેહ રાખું છું; એમ આપને કોઇએ સમજાવ્યું છે, તે ખરેખર આપણા સ્નેહને તોડવા માટેજ છે. કપટસીંહને હું કોઇ વખત મારા કામને માટે બોલાવતી હતી. તેથી તે ત્યાં આવતા જતા હતા. તેથી કદાચ નવાં ભાબીએ આ તર્કટ ઉડાવી આપને વહાલા થવા આમ ખોટું સમજાવ્યું હશે તેમનાં પગલાં મહેલમાં આવ્યાં કે તે જણાયાં. આમ બોલતી તે કેટલાક અઘટીત શબ્દો તેને કહેવા લાગી; ને તેણે પોતાનું કૃત્ય છુપાવા સૌન્દર્યવતીપર ઢોળી પાડી જેમ બોલાય તેમ બોલવા માંડયું.

આ શબ્દો જે અત્યાર સુધી રાજા તથા કુંવર કનકસીંહ સાંભળતા હતા. તેમના પેટમાં ખરેખર ક્રોધનો અગ્ની સળગી ઉઠયો. કનક શું કરે પણ રાજાએ કહ્યું બસકર એ છોકરી ? નાના મોંથી મોટી વાત કરી પોતાનું કૃત્ય છુપાવવા સામાના શીર પર દોષ મુકી ઉલટી પાપની ભાગીદારી થાય છે ? માટે જે હોય તે

રીતસર જવાબ આપી તારે રસ્તે ચાલી જા. રાજાએ અત્યંત ક્રોધ કરી કહ્યું એટલે રડતાં રડતાં માતાના ખોળામાં માથું મુકી બોલી માતા ! મારા પિતા મને આમ કાળની દ્રષ્ટિથી જુએ છે એટલે મને બીક લાગે છે. પણ માતા ! હું તારા તથા મારા પીતાના ને ભાઇના સોગન ખાઇને કહું છું કે હું બીલકુલ પાપ કર્મમાં નથી. આવા શબ્દો સાંભળી જે તેમની સાથે સંતાઇ આવેલો પોપટ ગેબી અવાજ આપી બોલ્યો. કે હે કુમારીકા ? તમે તમારાં કૃત્ય છુપાવવા નાહક માતાપીતા તથા ભાઇના સોગન ન ખાઓ હું હંમેશાં તમારી પાસે રહું છું ને તમારી સર્વ વાત મારા જાણવામાં છે. આ સાંભળી કુંવરીએ પોપટને કહ્યું.

પટરે મુવા પોપટા ને, તારો ઉઠયો દન.
શાને ખોટું બોલીયો, કાલે કાઢીશ વન.
પાંખો તોડુ તાહરી, ને મરડી નાખીશ ડોક,
કાલે હુકમ ફેરવું, કે [illegible] કરે પુર લોક.

આવાં વાકય સાંભળી પોપટ બોલ્યો:—

શાને મુજને આપલી, [illegible] ના તું વન,
આ હું અહીં [illegible] બોલે રજન અન.
ગુન્હો છે જો [illegible], શાને દોછો છેહ,
માતપીતા કારણ [illegible], પ્રજાળીએ આ દેહ.

એટલું બોલી પોપટે રાજાની રહામે બેઠક લીધી ને રાજાની આંખમાંથી ચોધાર આંસુની ધારા ચાલતી જોઇ બોલ્યો, પિતાશ્રી આપ આમ નાહક શોક ન કરો, જે થવાનું હોય તે થયા વિના

રહેતુંજ નથી. તમારી શીખામણુ હવે કુમારીને લાગવાની નથી. કુંવરીઓ કરતાં તમારી નાની પુત્રી કે જે તમારી કુમારીની પુત્રી થાય છે તે મહા ગુણુવાન છે, તેની સંભાળ રાખજો. ને હવે હું ત્યાં ન જતા કનકસીંહ પાસે રહીશ કહી તે કનક પાસે ઉડી ગયો. રાજમાતાએ કપટકળાને અનેક અપમાનના શબ્દો કહ્યા ને જણાવ્યું કે જા તારૂં શામ મુખ મને ન બતાવીશ. કહી સર્વે ચાલ્યાં એટલે અપમાનનો બદલો લેવાના વિચાર કરતી તે પોતાના ખંડમાં ગઇ. તો હવે તે વેરનો બદલો કેવો લે છે તે તપાસીયે.



## પ્રકરણ ૭ મું.



# રાજમહેલમાં રમખાણ

**મોટા તણા ઘરબારમાં, ગોટાળા થાતા સહેલમાં;**
**રમખાણું થતાં અવનવાં દેખાય છે રંગમહેલમાં.**







પ્રિય વાંચકો આપણે ગયા પ્રકરણમાં જણાવી ગયા છીએ કે કપટકળા માતાપીતા પાસેથી અપમાન પામી પોતાના ભુવનમાં આવી તેણે અપમાનનો બદલો લેવા વિચાર કર્યો. આ અપમાનની આગે આખા યોવન બાગને બાળી ભસ્મીભુત કરી નાખ્યો. આ વખતે તેના મુખ ઉપર ક્રોધની છાયા પૂર્ણ પ્રસરેલી હતી તેણે પોતાના પ્રિય કપટસીંહને બોલાવી પોતાના ખંડમાં છુપાવી રાખ્યો હતો જ્યારે સર્વે સુન્યકાર થયું તે વખતે તેણે કપટસીંહને બોલાવી અપમાનનો બદલો લેવાનો વિચાર કર્યો. આ બાળીકાને હવે પોતે પોતાના માર્ગમાં નડતા કંટકોને સાફ કરી પોતે એકલી રાજ્ય કરવાની તીવ્ર ઇચ્છા થઇ તેથી તેણે પોતાના માતાપીતાનું ખુન કરવાનુ યોગ્ય ધારી કપટસીંહની સલાહ લેવા માટે અત્યારે તેને બોલાવ્યો હતો. આ તરફ પોતે ખુન કરવાની કોશીષ કરવામાં લાગી હતી, ત્યારે બહા-

દુર્ગસીંહ પોતે પોતાની પત્નીનાં દુષ્કૃત્યોથી કંટાળી જંગલમાં ચાલ્યો ગયો હતો. કપટકળાએ તેના માતાપીતાના ખુનની તૈયારીઓ કરી રાખી પોતાની માતાને મળવા ગઇ. હવેથી આવાં કૃત્ય થવા નહિ દઉં એમ ખોટું સમજાવી ભોળી રાજમાતાને ઠગી સાંજ પડતાં પોતે પાછી આવી પોતાના ખંડમાં ગઇ, ત્યાં કપટસીંહ તેની રાહ જોઇ ત્યાં આગળ બેઠેલો હતો. કપટકળાએ આવી સઘળુ પુછી જોયું તો સઘળું તૈયાર છે, એમ કપટસીંહે જણાવ્યુ આજે રાતના માતાપીતાના ખુન માટે કપટકળા તૈયાર થઇ રાતના પોતે અંધકાર પીછોડો ઓઢી પોતાના પીતાના શયન ગૃહમાં ગઈ. ત્યાં આ વખતે રાજા અશોક પોતે ગાઢ નીદ્રામાં હતા, તેમની છાતીમાં ખંજર મારી તેમના પ્રાણ પરલોક સ્વાધીનમાં સોંપી દીધા બાદ પોતાની માતાના શયન ગૃહમાં ગઇ રાજમાતા પણ આ વખતે નીદ્રામાં પડયાં હતાં. આ ખુની બાળીકા અત્યારે પુર્ણ ક્રોધની જવાળાથી સળગી રહી હતી તે માતાના શયન ગૃહમાં આવી પોતાની માતાને પણ પીતાની સાથે પહોંચાડવા વિચાર કર્યો પણ તેના મનમાં વિચાર આવ્યો, કે મારે મારી નિર્દોષ માતાને શા માટે મારવી જોઇએ જે માતાએ મને નવ માસ ઉદરમાં રાખી અત્યંત સંકટ વેઠી મને ઉછેરી, તેના ઉપકારના બદલામાં આ કૃત્ય હું કરૂં, મારાથી તે બનશેજ નહિ એમ વિચારી ખંજર નાંખી દીધું, ને પોતાના ખંડમાં ગઇ ત્યાં કપટસીંહ બેઠો હતો તેને સઘળી વાત કરી રાજાના શબને દૂર અરણ્યમાં લઇ જવા માટે નક્કી કરેલા માણસો રાજમહેલના પાછળા દરવાજે ઉભા હતા, ત્યાં ઉતારી આપ્યું, માણસો શબને લઇ ચાલતા થયા. પછી કપટ-

કળાને સમજાવી કે રાજમાતાનું ખૂન કરવામાં ન આવે તો જરૂર આપણું સવારે શું થશે. કારણ કે ગઇ કાલના બનાવ ઉપરથી આપણા ઉપર સર્વે વેમાશે ને આપણા ઉપર ચારે બાજુથી દેખરેખ ચાલશે. માટે તમારે રાજ્ય રાણી થવું હોય ને મારો પ્રેમ મેળવવો હોય તો આ કાર્ય તમારે કરવું પડશે આમ ખોટી લાલચ આપી તેને ઉશ્કેરી માતાનું ખુન કરવા મોકલી પાછી ફરીથી જ્યાં માતા સુતી હતી તે ખંડમાં આવી ને તેના પલંગ પાસે ગઇ. તેના માથા તરફ જાઇ તેણે ખંજરને ઉઠાવ્યું ને માતાની છાતીમા ભોંકવા ધીરે ધીરે નીચે ઉતારવા માંડયું. પણ માતાનો વાત્સલ્ય પ્રેમ તેના અંતઃકરણમાં ઉભરાઇ આવ્યો. પાછું તેણે ખંજર મુકી દઇ વિચાર કરવા માંડયો. પણ તેના મનમાં રાજ્યની તીવ્ર ઇચ્છાએ પાછો ક્રોધને જાગ્રત કર્યો ને ખંજર પહેલાની માફક ઉઠાવ્યું જે માતાના શરીરમાંથી વહેતી દુધની ધારાઓ જે પીને આવડી મોટી થવા પામી હતી તે માતાના હૃદયમાં ખંજર ભોંકાયુ. પવિત્ર રાજમાતાનો પ્રાણ આ લોકની યાત્રા પુર્ણ કરી ચાલ્યો ગયો. પછી પોતે પોતાના ખંડમાં આવી ને કપટસીંહને સઘળી વાત કહી. કપટસીંહે તેને જણાવ્યું કે આ બાબતની સવારમાં ખબર પડતાં તપાસ થશે, તે વખતે ખાસ કાળજી રાખવાની છે. કારણ કે જયારે કનકસીંહ આ વાત જાણશે, ત્યારે તે ભુખ્યા વાઘની માફક આખા મહેલમાં રમખાણ જગવશે રાજદુલારી હજુ તમો નિષ્કંટક થયાં નથી.

આ તરફ જંગલમાં રાજાના શબને મુકવા જનાર સીપાઇઓ શબને ઘોર અરણ્યમાં મુકી; દાગીના ઉતારી લઇ વહેંચી લીધા, પછી તેઓ રાજમહેલમા કપટકળાની પાસે ઇનામની આશાએ

આવ્યા. કારણ કે તેઓ જાણુતા હતા, કે સવારમાં આ વાતની ખબર થતાં આપણુને કંઇ મળશે નહિ, માટેજ તે આવ્યા હતા, તેમને યોગ્ય ઇનામ આપ્યું, ને વધુ ગાદીએ બેઠા પછી રાજી કરીશ કહી રાજી કર્યા. તેમના ગયા પછી કપટકળાએ કપટસીંહને કહ્યું વ્હાલા! હવે તારો પ્રેમ સદાને માટે કાયમ રહે તેવી ગોઠવણુ કરવા આપણે કયો રસ્તો કરીશું. કપટસીંહે જણાવ્યું. રાજદુલારી! તમો જો રાજ્યની લગામ હાથ પર લઇ લો, તોજ આપણો પ્રેમ કાયમ રહે. કદાચ જો આપણા આ કૃત્યની ખબર કનકને પડતાંજ તે મારા ઉપર વેમાશે. ને કદાચ તેથી આપણે સંકટમાં આવી પડીયે. માટે હવે આપણે અકલનો ખરો ઉપયોગ કરવાનો છે. આ સાંભળી કપટકળા બોલી.

ઉગાડુ પળ મહી એવા, હજારો વીર યોદ્ધાઓ;<br>
સુવાડુ રણ મહીં સર્વે, કરોડો વીર જોદ્ધાઓ;<br>
ભલેને બાઇ એ થાયે, છતાં દુશ્મન ગણું મારો,<br>
કરૂં સંહાર હું તેનો, પછીથી પ્રેમ ચહું તારો.

વ્હાલા કપટસીંહ એવા અનેક યોદ્ધાઓને હું સંહારવા તૈયાર છું. જો તમે મને ખરા અંતઃકરણથી મદદ કરતા હો તો હું કનક જેવાને પળમાં જમીનદોસ્ત કરી નાખું. કપટસીંહે કપટકળાને જણાવ્યું કે, રાજદુલારી! તમે તેમ સમજવામા ભુલ ખાઓ છો. કારણકે કનકને હણુવા તે શું તમે છોકરાંના ખેલ સમજો છો. પોતાની બોડમાં સુતેલો કેશરી, તેનું પુછ તાણી; શું શિયાળ બચવાની આશા રાખે તે વ્યર્થ છે. જો તે દિવસે હું નાશી છુટયો ન હોત તો મારૂં શું થાત-તે કહી શકતો નથી. માટે તે આશ તજી દો.

જગાડયો કેશરી આજે, સુતેલો સોડ તાણીને,
પછી બચવા તણી આશા, શું રાખો શીયાળ જાણીને.
કનક એ એકલો બસ છે હજારો દુશ્મનો હણવા,
નથી તાકાત કોઇની, કે જાયે મોત વીણુ મરવા-

માટે રાજદુલારી તમો તમારા ભાઇને મળી જાવ. ને આપણી મોહજાળમાં ફસાવી તેના ઘાટ ઘડીએ. પછી તમારી મરજી કહી કપટસીંહે ઉડી ચાલવા માંડયું કારણ કે સ્હવાર થવાને વાર ન હતી. કપટકળા તેને દરવાજા સુધી વળાવી આવી ને પોતાના ખંડમાં પલંગ પર પડી. પણ તેને નીંદ્રા દેવીએ પોતાના શરણુમાં જરા લીધી નહિ. કયાંથી લે જે પાપી મનુષ્યો આવાં પાપ કરી નીરાંત માટે સતી જેવી નીંદ્રા દેવીના શરણુમાં જવા આશા રાખે તે કયાંથી પોતાના શરણુમાં લે. તેવાં પાપાત્માને પોતાના શરણુમાં લઇ પોતાના નામને કલંકીત કરે નહિ. તે પલંગમાં આળોટયાકરતી હતી પણ તેને શાન્તી વળી નહી. તેથી તે પોતાના ખંડમાં આંટા મારવા લાગી સવાર થવા ને થોડો વખત હતો. રાજમહેલમાં નોકરો પોતાનાં કામ કરવા મચી રહ્યાં હતાં. કપટકળાએ એક નોકરને બોલાવ્યો એટલે તે રાજદુર્ગ ઉપર કાળો વાવટો ચઢાવા કહ્યું નોકર વાવટો ચઢાવા ગયો તે ચઢાવી પોતાના કામ પર ગયો, તો આપણે પણ હવે આગળ ચાલીયે કે દુર્ગ પર ચઢેલો વાવટો પ્રભાત કેવું દેખાડે છે તે જોઇએ.



# પ્રકરણ ૮ મું.

## શોકમય પ્રભાત.

**પ્રભાત ઉગી ખુશનુમા, શોક સઘળે વ્યાપતો;**
**દુર્ગ પરનો વાવટો, નીશાની શોકની આપતો.**





પ્રિય પાઠકગણ! હવે આપણે આગળ ચાલીયે કે સવાર થતામાં શું થાય છે. સુર્યનારાયણનાં લાલ કીરણો પૃથ્વી પર પાડવા માંડયાં. રાજમહેલમાં સઘળાં પોતપોતાનું કામ કર્યે જતાં હતાં. પણ હજુ કુમાર કનકસીંહ જાગૃત થયા ન હતા. પાપાત્મા પુતળી કપટકળા સ્હવારમાં ઉઠી પોતાના ભાઇના ખંડ તરફ ગઇ આ વખતે કનકસીંહ ગાઢ નીંદ્રામાં હતો તેને જગાડયો પોતાના ખંડમાં આમ અચાનક આવી ઉઠાડનાર આ કોણ હશે ! એમ જાણી તે બેઠો થયો, તો પોતાની બેનને પોતાના ખંડમાં આવેલી જોઇ વિચાર્યું કે જરૂર માતાપીતાની શીખામણ લાગી હોય તેમ જણાય છે. પણ મારા ખંડમાં આમ અચાનક કેમ આવી હશે તે જાણવા માટે પુછ્યું. એટલે કપટકળાએ કહ્યું ભાઇ તમોને ખબર નહિ હશે. કે કોઇ પાપાત્માએ માતાનું ખુન કર્યું ને પિતાનો પત્તો નથી. તપાસ કરતાં જણાયું કે પિતા રાતના બહાર ગયા છે. આ શબ્દ સાંભળતાં કુમાર ગભરાએલો ઉઠયો ને માતાના શયનગૃહમાં

ગયો તો માતાને કોઇ હરામખોરે છાતીમાં ખંજર મારી મારી નાખ્યાં હતાં. પછી પિતાના શયનગૃહ તરફ ગયો તો પિતાનો પત્તો હતો નહિ. કુંવરે વિચાર્યું કે પિતાજી ક્રોધના માર્યા ચાલ્યા ગયા હશે. એથી તેણે રાજમહેલમાં સઘળે ઠેકાણે પેરા મુકી દીધા સઘળા ભાયાતમંડળને ખબર કરી આખા શહેરમાં આ શોકમય સમાચાર કહેવા એક માણસને કાળે લુગડે ને કાળે ઘોડે જવા હુકમ કર્યો. રાજમહેલમાં આ ધમાલ ચાલી રહી હતી, ત્યારે શહેરમાં લોકો રાજદુર્ગ ઉપર કાળો વાવટો ફરકતો જોઇ ત્યાં આવવા લાગ્યા. ભીક્ષુકો દાનની આશાએ ત્યાં આવ્યા હતા તે પણ કાળો વાવટો જોઇ ત્યાંજ ઉભા રહ્યા. આખા શહેરમાં વાત ફેલાઇ કે રાજમહેલમાં આજે શોકમય નિશાની જણાય છે ને તેટલા માટે દુર્ગ ઉપર કાળો વાવટો ચઢાવ્યો છે. આથી રાજ્યના અમલદાર વર્ગ કાળો પોશાક પહેરી દરબારમાં જવા માટે આવવા લાગ્યા. દરવાજા પર આવતાં ખબર મળી કે કોઇને અંદર જવા માટે હુકમ નથી. માટે હાલ અહીંજ બેસો એટલે અમલદારો બહાર ગોઠવેલી ખુરસીઓ પર બેઠા એટલે પ્રજાજન આવી પુછવા લાગ્યા કે શું બનાવ બન્યો છે. પણ કોઇ જાણતું ન હોવાથી ચોકકસ જવાબ મળ્યો નહિ. આમ કેટલોક વખત ચાલ્યા બાદ એક આદમી કાળા ઘોડાઉપર કાળાં લુગડાં પહેરી આવતો જણાયો દરવાજા નજીક આવતાં તે બોલ્યો કે રાજમહેલમાં કોઇએ રાજમાતાનું ખુન કર્યું છે, અને રાજા અશોકજીનો પત્તો નથી આ શોકમય સમાચાર લોકોના કાન પર પડવાથી લોકોનાં ટોળેટોળાં ત્યાં આવવા લાગ્યાં. બહાર આ ધમાલ ચાલતી હતી તે વખતે કનક તથા દીવાન ચતુરસીંહ બંને પીતાની શોધ માટે

રાજમહેલના પાછળને દરવાજેથી જંગલમાં ચાલ્યા ગયા, કપટકળાએ સર્વે માણસોને અંદર આવવાનો હુકમ કર્યો એટલે સર્વ પ્રજાજન દરબારમાં ભરાયું. પછી કપટકળાએ ઉભા થઇ શોક દર્શાવ્યો કે રાજમાતાનું કોઇ હરામખોરે રાત્રે ખુન કર્યું તેમજ રાજા પણ મહેલમાંથી તે ચાલ્યા ગયા છે સ્હવાર થતામાં કનકસીંહ તથા દીવાન ચોરની માફક નાસી છુટયા છે. હવે રાજય ઉપર હાલ કોઇ દેખરેખ રાખવા માટે ઠરાવો જોઇએ હાલ આપણે રાજમાતાના શબને અગ્ની દાહ દઇ આવીએ એમ કહી સર્વ પ્રજાજન રાજમાતાના શબને અગ્ની દાહ દેવા માટે ચાલ્યું. સર્વના મનમાં અસારે લાગણી જણાતી હતી માત્ર કપટકળા તથા કપટસીંહનાં મન અંદરથી હરખાતાં હતાં રાજમાતાના શબને ઘણા દબદબાથી ડાંગર તથા પૈસાનો વરસાદ વરસાવતાં કાઢવામાં આવ્યું ગરીબ લોકો પૈસા મળવાની ઉમેદમા એક એકના ઉપર તરપ મારી એક મેકને કચરી નાખતા હતા. આમ કરતા સર્વ શમશાન ભુમીમાં આવ્યા ત્યારે ત્યાં ચંદનના કાષ્ટની ચીતા ખડકેલી હતી તેમાં શબને મુકવામાં આવ્યું ને વિધીસર અગ્નીદાહ કરવામા આવ્યો. સર્વ કાર્યથી પરવારી સવે શહેર તરફ આવવા લાગ્યા બે કલાક બાદ દરબાર ભરાવાનો હોવાથી સર્વે પોત પોતાને ઘેર ગયા, ને વખતસર હાજર થયા, સર્વે દરબાર ભરાયો એટલે કપટકળાએ કહ્યું સર્વે ભાયાત મંડળ તથા અમલદારો તથા પ્રજા વર્ગ જો કે રાજગાદી સુંની રહે નહિ માટે ખરો હકદાર ન મળી આવે ત્યાં સુધી હું રાજયની લગામ હાથમાં લઉં છું ને હું ભાઇ તથા પીતાનો પત્તો મેળવવા જંગલમાં જાઉં છું મારા આવતા સુધી મને આશા છે કે રાજગાદીને અમલદાર તથા ભાયાત મંડળ

વફાદાર રહી પોતાની ફરજ અદા કરશે એવી મારી પૂર્ણ ખાત્રી છે. પછી તેણે એક રથ તૈયાર કરવા કહ્યું. રથ તયાર થઇ ત્યાં આવ્યો એટલે કપટકળા પોતાના રથને હાંકનાર સત્યસીંહને લઇ દાસીઓ સાથે જંગલમાં ગઇ.

આ તરફ પિતાની શોધ માટે નીકળેલો કનક તથા દિવાન બંને જંગલમાં સર્વે સ્થળો તથા ઝાડીઓ તપાસતા ફરતા, હતા, પણ તેમને કોઇ ઠેકાણે પત્તો જણાયો નહિ. એટલામાં કંઇ છેટે ઝાડીમાં ખડખડાટ થતો સંભળાયો. કોઇ પાપીઓ હશે એમ ધારી તેઓને જોવા બંને ઝાડીમાં ભરાયા. એટલામાં એક રથ તેમની પાસે થઇ ત્યાંથી જતો જણાયો. રથમાં કોણ હશે, તે કનક જાણતો ન હતો પણ રથ કપટકળાનો છે એમ તે રથ ઉપરથી જાણી શકયો. તે કેમ જંગલમાં આવી હશે; શું પીતાની શોધ માટે નીકળી હશે! જોઉં તો ખરો કે તે કેમ આવી છે. રથ ચાલતાં ચાલતાં થોભ્યો. કારણ કે રસ્તામાં કંઇ પડયું હતું, તે જોવા સત્યસીંહ નીચે ઉતર્યો ને તેણે જોયું તો પવીત્ર રાજા અશોકની લાશ અહીં પડેલી જોઇ રથ થોભાવ્યો. લાશને ઓળખી સત્યસીંહ બોલ્યો. બેન! બેન! જલ્દી આવો. અહીં તમારા પીતાનું કોઇ હરામખોર ખુન કરી નાખી ગયેલ છે; ને તેમનું શબ અહીં પડેલું છે. આ સાંભળી કપટકળા સમજી ગઇ કે હરામખોરો અહીં મુકી ચાલ્યા ગયા હશે. માટે તેણે સત્યસીંહને કહ્યું. તું તારે રથને આગળ ચલાવ, આ સાંભળી સત્યસીંહ જે ખરો નિમકહલાલ નોકર તે આવા હુકમને માન આપી શબ ઉપર રથ ચલાવે? તેણે કહ્યું કુંવરી! તમે આ શું બોલો છો! તમારા પિતાના શબ ઉપર તમેજ રથ ચલાવવા હુકમ કરો છો.

તમારા પિતાએ તમારૂં શું બગાડયું છે; તે વિચારો ? તે વચમાં અટકાવી કપટકળા બોલી તેમણે મારૂં બગાડયું હશે; ત્યારેજ આમ જંગલમાં શબ રખડતું હશે. માટે હુકમને માન આપી તું તારે રથને ચલાવ.

હુકમ ચઢાવી શીર પર, બસ રથને આગળ કરો,
નહી તો અરે ઓ સત્યસીંહ મોતવીણ હાથે મરો.
માતા હંણી પીતા હણ્યા, વળી કંથને સંતાપતી;
મમ માર્ગના કંટક કનકને, આવી ચઢી છું ખોળતી.

આ વાકય સાંભળી સત્યસીંહ સમજી ગયો કે ખરેખર પાપી કૃત્યની કરનાર આ પાપણીજ છે.

બસ કર હવે તું બાળકી, તુજ જીભ બહુ લંબાય છે;
તુજ હસ્તથી આ શું બને, તુજ કુળ નાશજ થાય છે.
શાને લીધે તું કૃત્ય આ, કુડાં કરી રહી માલતી;
શું દુઃખ તમને છે અહીં, કે પાપ પંથ તું ઝાલતી.

ઓ રાજકુમારી ! તમો આ વિચારો તજી દો ને પોતાના કુળના નાશનું પગલું ન ભરો. તમારા બાઇ છે તે શું તમોને કંટક રૂપ સમજાય છે. કે તેમને હણવા ચાહો છો. તે એક ક્ષત્રી કેશરી બાળક છે. જો આ વાત તેઓ જાણશે તો જરૂર તમારી દશા માઠી કરશે. કપટકળા જે અત્યાર સુધી સાંભળી રહી હતી તે બોલી. ઓ સત્યસીંહ ! તારે તે જોવાનું નથી; કારણ કે તું મારો નોકર છે, એટલે તારે શીખામણ દેવાની નથી; પણ મારી આજ્ઞા ઉઠાવાની છે. માટે મારા હુકમને માન આપી રથને આગળ કર;

નહિ તો તું પણ પીતાના શબની સાથે મર. બોલ શો છે જવાબ. કહી પીસ્તોલ કાઢી બોલી.

આજ્ઞા ઉઠાવી માયરી, આધિન થા તું પલકમાં;
લોપીશ તેને તું કદી તો, નામ રહે નહિ ખલકમાં.
મમ ક્રોધની જ્વાળા મહીં, લાખો જણા ભોગ આપશે;
તુજ સરખા સેંકડો, બસ કાળના કોળીઆ થશે.

આ શબ્દો સલસીંહ ન સાંભળી શકવાથી બોલ્યો કુંવરી! હવે માફ કરો તમારાં વચન આ સત્યસીંહ વધુ વખત સહન કરી શકશે નહિ. કારણ કે, મારા શરીરની નસે નસમાં મારા અન્નદાતાના અન્નનું રૂધીર વહે છે. જેના અન્ન વડે હું આટલો મોટો થયો તેના ઉપકારના બદલામાં તેના શબ ઉપર રથ ચલાવું; હું કંઇ તમારા જેટલો પાપાત્મા નથી. શું કરૂં મારા માલીકની આ દશા કરનારને હું જડમુળથી ઉખાડી ફેંકી દઉં પણ લાચાર છું કે તું એક સ્ત્રી છે ખરો ક્ષત્રી સ્ત્રી કે શસ્ત્રાંગતને મારી પોતાની તલવાર કલંકીત કરશે નહિ. માટે સમજી તમો ચાલતાં થાવ. હું હવે તમારા રાજ્યમાં આવવા માગતો નથી. કારણ કે જેણે પોતાનાં માતા પિતાને છેહ દીધો તે બીજાને શું નહિ દે! આ સાંભળી કપટકળાને પગથી તે માથા સુધી રોમ રોમ ક્રોધ વ્યાપો ને તે રથથી બહાર નીકળી બોલી.

મુખથી બકે શું બાયલા, જો કાળ તારો થાય છે;
તુજને સુકી અહીં રખડતો, આ કપટકળા વહી જાય છે.
સંભાળ તારા રામને, ના સાય કોઇ કરશે, વરી,
ઉદ્ધત થઇ અવળું વદયો, વીણુ મોતથી જાયે મરી.

૫૨. રાજમહેલનું રમખાણુ.

બસ કર એ પાપી પીસાચણી! તારા આ દમામથી કંઇ સત્યસીંહ ડરી જાય તેમ નથી,

સંહાર તારો હું કરૂં, તાકાત તારી છે નહિ;
પણ હું ડરૂં છું પાપથી, બેલી ન તારૂં છે અહીં
ગર્વે છકી એ છોકરી, શાને વધુ મુખથી વદે;
છે કાળનો તું કોળીઓ, મારીશ પળમાં હું તને

બસ કર! એ પાપીઆ, જો આ મારી પીસ્તોલના એકજ બારથી તારા માલીકની પાસે પહોંચી જા. કહી ફેર કરે છે. સત્યસીંહને માથામાં વાગવાથી હે રામ! કહી પૃથ્વી પર પડે છે. એટલે કપટકળા રથને આગળ હાંકવા જાય છે, એટલામાં પાસેની ઝાડીમાં છુપાએલો કનક આ જોઇ ન શકવાથી બહાર નીકળ્યો ને બોલ્યો.

થંભાવ રથને કાગડી, આગળ વધી કયાં જાય છે;
આવા અનર્થો તુજથી, અહીં રાજ્યમાં બહુ થાય છે
તું શોધતી મુજને હતી, તો કાળ તારો આ રહ્યો
સાંભળ્યું છે સર્વ મેં જે સત્યસીંહને તેં કહ્યો.

આ અવાજ સાંભળી રથથી હેઠે ઉતરી પીસ્તોલ લઇ કનકસીંહ સ્હામે ધરી બોલી.

પાપી અરે! મરવા વળી, તું શીદ આગળ આવતો
થંભાવ તારા ચર્ણને ના પાય તું લંબાવતો
તુજને હણીશ પળ એકમાં તુજ નાર રડવડતી થશે
કપટકળાના આ કોપથી તુજ પ્રાણ પળ માહી જશે.

કનકસીંહે સામો જવાબ આપ્યો.

પાપી ખરૂ છે કોણ તે મુજથી હવે સમજાય છે
માથે ભમે છે મોત તારૂ તે શું તને દેખાય છે
ખુનો કરી ખુની થઇ શું સુખને તું ચહાય છે
બદલો હવે આપું તને જો પ્રાણ તારા જાય છે.

ઓ મોતને ચ્હાનારી હવે તારા મોતને હાથે ન બોલાવ અત્યાર સુધી શાન્ત ઉભેલી કપટકળા બોલી બસ કર ! અરે ઓ કાળના કોળીઆ ત્હારૂંજ મોત તારે માથે ભમે છે. જો તું પણ હમણાં ત્હારા પિતાના શબની સાથે રડવડશે. જો તારે બચવું હોય તો ગુમાની તરફ શર્ણ થા.

મુકી ગુમાની તાયરી, ચર્ણ આવી પડ મને
તો સર્વ સુખને સાયબી, સાંપીશ સઘળી હું તને
છું ના કૃતઘ્નની હું વળી, મુજ દયા તુજ આવતી
તેથી અરે તુજ ઉપરે, પીસ્તોલના લંબાવતી.

આ શબ્દો સહન કોણ કરે, ખરો ક્ષત્રી બાળક આવા શબ્દો સાંભળી બોલી ઉઠયો શું તું કનકને હથીયાર વગરનો સમજી આમ બોલે છે. શું કેશરી તારા શરણમાં આવશે ? આ કનક તારા–નારીના શરણમાં આવી ક્ષત્રાણીના દૂધને લજવશે ? એમ સમજવામાં તું ભુલ ખાય છે.

શું કેશરી ઘેરાય તેથી, શીયાળવાં ફાવી જશે.
પણ કેશરીની હાકથી; વિખુટાં સર્વે થઇ જશે
છે બાળ ક્ષત્રિનો ખરો, શું તમ થકી હારી ગયો
તું છે ખુની ઓ કુતરી, પણ ના ખુની હું તો થયો

માટે જા ચાલી જા ? હવે તારા આ ભાઇને કદી પણ બોલાવીશ નહી. કપટકળા બોલી શું તું મારો ભાઇ ? કોણ ભાઇ કોની સગાઇ. જા આજથી તું મારો ભાઇ નહી ને હું તારી બેન નહી. મારો ભાઇ તે આમ મારી સ્હામે થાય માટે હવે તારી બેન મને સમજીશ નહિ. ને તારાથી થાય તે કરજે ને જો તારે બચવું હોય તો અહીંથી ચાલ્યો જા. એમ કહી રથ પર બેસવા ચાલી આવી ઉદ્ધતાઈ ભરી વર્તણુક ક્ષત્રીકુમાર કનક સહન ન કરવાથી તેના તરફ ધસ્યો ને તેને પકડી; પણુ લાચાર બાજુની ઝાડીમાં કપટકળાની પાછળ આવેલો કપટસીંહ આવી પહોંચ્યો ને કનકસીંહને ફાસો નાખી તેને પકડી લીધો. આમ અચાનક પોતે પકડાવાથી પાછળ ફરી જોયું તો કપટસીંહને જોયો કપટસીંહને જોતાંજ કનક બોલી ઉઠ્યો

કપટથી કેશરી પકડી, ફુલાયે શું અરે ? અંધા;<br>
થઇને ક્ષત્રી બાળક તું, કરે શું નીચ આ ધંધા.<br>
ખરો જો હોય બહાદુર તો, મુકી છુટો ઉભો રહે તું;<br>
પછીથી જોઉં છું તુજને કે જીવતો કેમ રે છે તું.

કપટસીંહ બોલ્યો બસ કર તે જોવાશે. સીપાઇઓ લઇ ચાલો દરબારમાં એમ કહી પોતે કપટકળા તરફ ફર્યો ને તેમને સાથે લઇ મહેલ તરફ ચાલવા માંડયું. દીવાન પણ પાછળથી બીજે રસ્તે શહેરમાં દાખલ થવા નીકળ્યો. તો આપણે હવે જંગલમાંથી ચાલો અને રાજમહેલમાં જઇ જોઇએ કે કનકનું શું થાય છે.



## પ્રકરણ ૯ મું.

# ન્યાય.

**જે ન્યાય આજે સત્યનો, શું સત્ય તે સૌ જાણસે**
**કુદરત તણો એ કાયદો, સતધર્મી સુખને માણસે**



**આ**જે સહવારમાં આનંદોત્સવને બદલે શોક પ્રસરેલો હતો. રાજકુમારી જંગલમાં પીતાની શોધ માટે ગયેલી હોવાથી દરબારમાં સર્વ લોક સવાર સાંજ આવજા કરતા હતા. આજે સર્વ સભા માણસોથી ભરાઇ રહેલી હતી. તે અરસામાં કપટકળા તથા કપટસીંહ બંને જણાં ત્યાં દરબારમાં આવ્યાં તેમને આવતાં જોઇ પ્રજા તથા અમલદારોએ યોગ્ય માન આપ્યું. તેમનો યોગ્ય સત્કાર કરી કપટકળાએ રાજ્યાસન પર આસન લીધું. આ વર્તણુંકથી કેટલાક ભાયાતો તેમજ અમલદારોના મનમાં તો આવ્યું પણ શું કરે, કોઇ ભાયાત કંઇ બોલે નહિ ને જો અમલદાર બોલે તો તે ગુનેગાર ગણાય માટે કોઇ બોલ્યું નહિ. કેટલાક સમય પછી કપટકળા બોલી. મારા સભાજનો ! આજે હું ઘણા પરિશ્રમથી એક ગુનેગારને પકડી લાવવા ફતેહમંદ નીવડી છું, જો કે તે અમરામાંનો

છે. પણ તેની ઉદ્ધતાઇ ભરી વર્તણુંકથી તેને હાલ કેદખાનામાં રાખવામાં આવ્યો છે. તેની અને મારી જંગલમાં મુલાકાત થતાં તે મારા ઉપર ભુખ્યા વાઘની માફક તુટી પડયો, પણ સમય સાધી કપટસીંહ આવી પહોંચ્યા, ને તેને પકડી લીધો, કપટસીંહના આવતા પહેલાં તેણે મારા રથના હાંકનાર સત્યસીંહને ઠાર કર્યો હતો. આવાં કામો કરનાર બીજો કોઇ નથી, પણ મારો ભાઇ કનકસીંહ છે ને તેને યોગ્ય ન્યાય આપવા માટે આજનો દરબાર ભરવામાં આવ્યો છે. માટે હું તેને અહી બોલાવું છું. આ સાંભળી સભામાં બેઠેલા સર્વ કોઇને નવાઇ લાગી, કે જે રાજકુમાર પોતાના પીતાની હયાતીમાં પોતે કેટલો ધર્મી હતો તે શું આમ અધર્મી બને એ બનેજ નહિ આ કોઇનું તર્કટ હશે જોઇએ કે શું થાય છે એમ વિચાર કરી કનકસીંહને દરબારમાં લાવવાની આજ્ઞા કરી.

કનકસીંહ પોતે બંધીવાન સ્થિતિમાં દરબારમાં જવાનું હોવાથી શરમાવા લાગ્યો પણ તેને ખબર હતી કે રાજ્યના અમલદારો ઘણા ન્યાયી અને બાહોશ છે એટલે તેણે તેની સ્થીતીમાં આવવા બંધીવાનને લઇ જનાર સીપાઇ સાથે ચાલવા માંડયું પોતે નીચે મસ્તકે દરબારમાં પ્રવેશ કર્યો અમલદારો સમજી ગયા કે જરૂર બીન ગુનેગારને આ કપટસીંહે કપટથી પકડયો છે. નહિ તો આમ નીચી ડોકથી ક્ષત્રિનો બાળક આવત નહિ. કદાચ ન્યાય માગશે તો સર્વેને ધર્મ સંકટ આવી પડશે. આમ કેટલાક વિચાર કરતા હતા એટલામાં કપટકળા બોલી સભાજનો ? જુઓ આ રાજ્યદ્રોહી કે જે પોતાના કૃત્યોથી સભાને મુખ પણ બતાવી શકતો નથી. આવા રાજદ્રોહીને શી શીક્ષા કરૂં ! જો તેને ધગધગતા અગ્નીકુંડમાં નાંખી,

તેના પાપી ખોળીઆને ભસ્મીભુત કરવામાં આવે તો પણ થોડુંજ છે. આમ હદ ઉપરાંત કપટકળાને બોલતી અટકાવી કનકસીંહે કહ્યું મારા સભાજનો ? ત્થા ન્યાયી અમલદારો તથા ભાયાતો હું આપને માત્ર એટલુંજ જણાવું છું કે હું પાપી છું કે નહિ તે હું ત્થા દીવાન તથા કપટકળાની દાસીઓ ને પ્રભુ સિવાય કોઇ જાણતું નથી હું મારી શી બીના છે તે કહેવા માગતો નથી કારણ કે જે અમલદારો મારા પવિત્ર પિતાની હયાતીમાં પોતાના પિતાને પણ ગુનેગાર ઠરાવી શીક્ષા કરતા હતા, તેજ અમલદારો આજે આમ આ સામે જણાતી કપટી કપટકળાના તેજમાં અંજાઇ પોતાના ન્યાયને પણ ત્યજી દેશે મ્હારી ખરી બીના હું આપને જણાવું છું કે જ્યારે હું સવારમાં ઉઠયો તે વખતે આ ખબર પડવાથી મેં તપાસ કરી ને ભાયાતોને બોલાવી હું ત્થા દીવાન બંને પિતાની ખોળ માટે ચાલ્યા ગયા હતા. ત્યાં આ પાપી પુતળીનો બેટો થયો ને તેણે જંગલમાં પડેલા પિતાના શબ ઉપર રથ ચાલવા સલસીંહને કહ્યું. પણ બીચારો ભલો સરદાર તેમ ન કરવા આનાકાની કરવા લાગ્યો; ત્યાં તેને પીસ્તોલથી ઠાર કર્યો, ને હું ત્યાં જઇ ચઢયો, તો આ કપટી કપટસીંહે ફાંસો નાખી પકડયો આ સર્વે જે બન્યું તે મેં કહ્યું જો આપને મારા ઉપર વિશ્વાસ હોય તો તેની તપાસ કરશો.

આ સઘળુ સાંભળી કપટકળા બોલી સાણસામાં સપડાયેલો સાપ છુટવાની બારી શોધી રહ્યો છે. પણ તેમાં કંઇ વળનાર નથી તારા કૃત્યનો બદલો જરૂર હું તને આપ્યા વિના રહેનાર નથી. જો કેતું મારો ભાઇ છે છતાં ન્યાયની રીતે તો રાજ્યનો ગુન્હેગાર

હોવાથી તને મારે ન્યાયની રીતે શીક્ષા કરવી પડશે જો તેમ ન કરૂં તો પ્રજામાં અસંતોષ ફેલાય. તારાં એવાં એકે કૃત્ય નથી કે તને હું મુકત કરૂ. છતાં જો તું મારા વેમને દુર કરી શકનો હોય તો તને બીજી શીક્ષા ન કરતાં દેશનિકાલ કરી શકું. શું આ શબ્દો કનકસીંહ સાંખી શકે ! તે બોલ્યો, ઓ પોતાના મનથી માની બેઠેલી રાજાધિરાજની પદ્દી પ્રાપ્ત કરનાર તારા શબ્દો બંધ કર ? તારે જે કરવું હોય તે કર, પણ મને હવે એક શબ્દ ન સંભળાવીશ. સભામાં બેઠેલા બીજા ક્ષત્રિઓની આંખમાં પણ પાણી આવ્યું, પણ સર્વે જોતાજ રહ્યા કનકસીંહે કપટકળાને કહ્યું ઓ અપમાનની આગમાં સળગાવનારી સેતાન કાગડી મુંજને કપટથી પકડી લાવી આમ ફુલાય છે મને જો હીંમતથી પકડી લાવ્યાં હો તો મને છુટો કરો પછી બતાવું કે પાપી કોણ છે હું જાતેજ છુટો થવા શકિતમાન છું પણ રાજ્યગાદી સમક્ષ ઉભો છું મારાં પાપ કે તારાં પાપ હમણાંજ બતાવું ઇશ્વર જાણે છે. તારા પાપનો ધડો ભરાયો છે ને તે હવે ફુટવાની તૈયારીમાં છે.

પાપ તારાં પૂર્ણ થઇ, પળ મહી પ્રગટ થશે
તુજ રોફ ને આ ગર્વ સર્વે, ધુળમાંહી મળી જશે
મુકત મુજને કર પછી હું જોઉં છું તમ શૌયને
કે કોણ બા'દુર છે ખરો, કે કોણ લે છે વેરને.

મને એક વખત મુકત કર પછી તારી જીભ લંબાવ એક સીંહને પીંજરામાં પૂરી શીયાળવાં મલકાય છે તેથી શું કેશરી શરણ થશે. ના ! ના ! ઓ પ્રેમી પાખંડી પુતળાંઓ એક વખત કનકને છુટો કરો ને પછી ખુની કોણ છે તે બતાવું કપટકળા આ સાંભળી બોલી.

ખુની ખરો છે તુજ કે. જંગલ મહી ફરતો ફરે,
બસ બોલતો થા બંધ નહિ તો મોત વીણ હાથે મરે.
સાંખી રહી છું સર્વ આ, મુજ ભ્રાતુ ભાવ આણી અરે,
નહી તો કરૂ પળ મહી પુરો ના વાર મુજને છે ખરે.

આ શબ્દો સાંભળી સર્વ સભાજનો વિસ્મય થયાં પછી કપટકળાએ હુકમ કર્યો, કે સીપાઇઓ ! એ ઉદ્ધત ને તેની ઉધ્ધતાઇ માટે જીવતો બાળી મુકો.

બાળી મુકો એ જીવતો, બદલો ખરો આજે લઉં,
કૃત્યો કરે તે ભોગવે, ત્યાં દોષ કોને હું દઉં.

માટે સીપાઇઓ ! ચલાવો સળગતાં ખોળીઆં લાવી આ પાપાત્માને બાળી મુકી વેરનો બદલો પુરો કરો હુકમ પ્રમાણે સી-પાઇઓ ખોળીયાં લઇ ઉભા રહ્યા. ત્યાં કનકની સ્ત્રી સૌન્દર્યવતી તથા કામલતા આવી પહોચ્યા. ને બોલ્યા. નણંદ ! નણંદ ! તમારા ભાઇના એવા કયા અપરાધની શીક્ષા થાય છે. પ્રથમ અમોને બાળો ને પછીથી તમારા ભાઇને ગમે તે કરો. એક રાજદરબારમાં વસતી ક્ષત્રાણીઓને આમ દરબારમા આવેલી જોઇ ક્ષત્રીયોનાં મન ઉશ્કેરાયાં. પણ શું કરે ! કપટસીહ આ વખતે સૌન્દર્યવતીનુ રૂપ જોઇ મોહાંધ બન્યો. ને તેને પાતાની જાળમાં ફસાવી પ્રેમ પાત્ર બનાવા માટે વિચાર કરવા લાગ્યો. પણ કનક બચે તો તે કાર્ય થાય એમ સમજી તેણે કરેલા હુકમ સામે વિરોધ બતાવ્યો ને કહ્યું. કે તેને છોડી મુકો.

હુકમ કરૂં છું આજ હું, બંધન થકી મુકતી કરો,
અમલ થશે ના તે તણો, તો મોત વીણ સર્વે મરો.

હોય ભલે ગુન્હેગાર એ પણ રાજનો કુંવર ખરો,
બંધન થયો છે કેશરી, તમને ગણે એ વ્યંઢળો.

સીપાઇઓ ઝટ મુક્ત કરો. ત્યાં સીપાઇઓ મુક્ત કરવા જાય છે એટલે કપટકળા બોલી બસ કરો ? નાદાનો ! એ પાપીને મુક્ત કરતા પહેલાં કાં તમે જીવનમુક્ત ન થાવ. સરદાર કપટસીંહ ! આ કાર્યમાં કોઇ રાજપુત ઉંચી ડોક કરતું નથી ને તમે આમ ચાલેલા કાર્યમાં વિગ્રહ કરી તમો શું કરવા ધારો છો ? તમો જાણો છો કે અત્યારે હું કોણ અને ત્યો હુકમ કરૂં છું ? તે તમે સમજો છો ? કપટસીંહે પણ સ્હામો તેવોજ જવાબ આપ્યો કે કુંવરી તમો પણ જાણો છો કે હું વિલાસનગરના સૈન્યનો સેનાધીપતી થઇ તેને જીવન બક્ષવા ઉભો છું હજુ સુધી રાજ્યમાં આવી શીક્ષા કોઇને થઇ નથી માટે તમો તેને સ્હમજી મુક્ત કરશો તોજ સુખે રાજ્ય કરશો કપટકળા એ વધુ તાણતાં તુટી જાય એ સુત્રને આધારે તેણે કનકને છુટો કર્યો. કનક છુટો થયા પછી પોતાના દીવાન ચતુરસીંહને મળી બંડ ઉઠાવવા ધાર્યું પણ તેમ ન કરવા ચતુરસીંહે સ્હમજાવ્યો.

કપટસીંહે કનકને બોલાવી કહ્યું. કુમાર તમો ગુન્હેગાર ગણાયા હતા, છતાં તમને મુક્ત કર્યા માટે ગાદીના હક ન મળતાં તમને સરદારની જગ્યા હું આપુ છું તે સ્વીકારો. ચતુરસીંહના સમજાવ્યાથી કનકે કબુલ કર્યું ને પોતે તેમના પેટમાં પેસી વેરનો બદલો લેવા વિચાર કર્યો. તો વાંચકો આપણે જોઇએ કે સૌદર્યવતીના સૌદર્ય બગીચામાં ભુલો પડેલો ભમર શું કરે છે તે તપાસીએ.

---

# પ્રકરણ ૧૦ મું.

## શીયળની કસોટી

**શીયળ તજે ના સાધ્વી મરતાં શીયળ રક્ષા કરે**
**ઉપાયો કંઇ નવ ચાલતાં, શીયળ તણા નામે મરે**



ગત પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે કપટસીંહે કનકસીંહને સરદારની જગ્યા આપી હતી, તેને આજે કેટલોક વખત વ્યતીત થયો હતો કનક તથા કપટકળા અને કપટસીંહ સર્વે એકમેકના વેરને ભુલી ગયાં હશે, તેમ ઉપરથી જણાતું હતું. પણ કનક ભુલી ગયો ન હતો. એક સમયે કપટસીંહે કનકસીંહને બોલાવી કહ્યું. સરદાર તમારી વીંટી મને આજે આપો જોઇએ. મારે તેમાંની એક વીંટી કરાવવા વિચાર છે. ભોળો રાજકુમાર કપટસીંહના કપટને સમજી શકયો નહિ. ને પોતાની ઉપર કરેલા ઉપકારના બદલામાં તેણે પોતાની વીંટી આપી. ચાર પાંચ દીવસ બાદ અંગુઠી પાછી આવી, તેને તપાસી પોતે પહેરી લીધી. કેટલાક દીવસ બાદ એક દીવસ કનકસીંહ પોતાની પ્રાણપ્યારી સાથે અગાસીમાં

બેસી વાર્તાલાપ કરતો હતો. સૌંદર્યવતીએ કહ્યું. પ્રાણનાથ ! આ સામે જણાતા મહાલયના સ્વામી તરીકે આપ પણ હતા. અત્યારે જે તમારો સરદાર હતો તે તમારો માલીક હોવાનો દાવો ધરાવાનો તર્ક બાંધી બેઠો છે. પોતાની પ્રાણપ્યારીને આમ ઓછું લાગવાથી તેણે કહ્યું. હૃદયેશ્વરી ! શું તમોને તેથી દુઃખ થાય છે. પોતાના સ્વામીને ખોટું લાગ્યું હશે, એમ જાણી બોલી.

શીરછત્ર સ્વામી છો તમે, તો દુઃખ શાને નીપજે<br>
અધર્મથી જો ચાલતાં, લવલેશ દુઃખ નવ ઉપજે<br>
અધર્મના સુખ દીન ચારનું, ચાંદણા સમ જાણવું<br>
સતધર્મથી સુખ જો મળે, તે જીંદગી ભર માણવું

આમ બંને જણાં સુખ દુઃખની વાતો કરે છે ત્યાં સામેથી એક ઘોડેસ્વાર દોડતે ઘોડે પોતાના તરફ આવતો જણાયો કુંવરે તેને પોતાના તરફ આવતો જોઇ તે નીચે ઉતરવા માટે ઉભો થયો. ત્યાં નોકરે આવી એક કાગળ હાથમાં મુકયો કાગળ વાંચવા લાગ્યો તેમાં કપટસીંહની સહી તથા કપટકળાની મહોર હતી.

પ્રિય સરદાર ! કનકસીંહજી

આજરોજ આ કાગળ વાંચી તમો રામપુરના કીલ્લા તરફ કુચ કરવા બે ત્રણ દિવસમાં લશ્કરની તૈયારી કરી ઉપડજો તમારા ખર્ચનો બંદોબસ્ત તીજોરીમા કરેલો છે માટે જોઇતો ખર્ચ તથા માણસો લઇ બીજા હૂકમની રાહ ન જોતાં રામપુર તરફ જવું.

એજ લી.

કપટસીંહ

કાગળ વાંચી કનકસીંહે વિચાર્યું કે જ્યાં સુધી આપણે અહીં રહી આપણા વેરનો બદલો લેવો છે. ત્યાં સુધી આપણે આપણી નોકરીને અંગે જે કામ કહે તે કરવુંજ જોઇએ એમ વિચાર કરી પોતાના સરદારને બોલાવી લશ્કર તૈયાર કરવા કહ્યું. લશ્કરનું બ્યુગલ વાગ્યું બ્યુગલ સાંભળી સર્વ લશ્કર ભેગુ થયું. તેમને સૌ સૌના હથીઆર સજી રામપુર દુર્ગને ઘેરો ઘાલવાનું જણાવી વીદાય કર્યા. આ બાજુ કનકસીંહ પોતાના ખંડમાં જઇ લડાઇનાં હથીઆરો સજી તૈયાર થયો હતો. તેવામાં તેની પાસે તેની સ્ત્રી આવી પોતાની પ્રાણપ્યારીને જોઇ કનક બોલ્યો, પ્રીયા ! આજ હું જાઉં છું બે ચાર દિવસમાં પાછો આવીશ. જો કે તમોને હું શત્રુના સપાટામાં સાંપીને જાઉં છું. છતાં મને સંપૂર્ણ વિશ્વાસ છે કે શત્રુ કોઇ રીતે પોતાના કાર્યમાં ફાવી શકશે નહિ. જો કે તમોને આ વહેમની નજરથી કહેતો નથી, પણ આજે મારૂં ડાબુ લોચન ફરકે છે ને મારા મનમાં ભાસ થાય છે, કે હજુ આપણા ઉપર દુઃખનું વાદળ ઘેરાયું છે. માટે સાવચેતીથી રહેજો. એમ કહી પોતે બહાર જવા માટે નીકળ્યો તો બહારની બાજુએ લશ્કર સર્વ જાતની તઇઆરીઓ કરી પોતાના સરદારની રાહ જોતું ઉભું હતું. એટલામાં કનકસીંહ બહાર આવ્યા તેમને સર્વેએ આવકાર આપ્યો પછી સૌન્દર્યવતી સર્વને આશીશ આપી વિદાયગીરી આપી. લશ્કર કુચ કરવા લાગ્યું પછી સૌંદર્યવતી મહેલની અગાશી ઉપર ચઢી, ને લાબી નજરથી જોવાય ત્યા સુધી જોયા કર્યું, જ્યારે તે નજરથી બહાર થયું એટલે તે નીચે ઉતરી પોતાના દાગીના તથા વસ્ત્રો ઉતારી સતીને છાજે તેવાં વસ્ત્રો ધારણ કર્યાં દાસ દાસીઓ પોતાનું કામ કર્યે જતાં હતાં. આમ બે દિવસ

સુધી ચાલ્યું પેલી તરફ લશ્કર લઇ નીકળેલો કનક રામપુરના દુર્ગને ઘેરો ઘાલી પડયો. રામપુરના રાજા રામસીંહે જાણ્યું કે વિલાસનગરના કુમાર કનકસીંહની સરદારી નીચે દુર્ગને ઘેરો ઘાલ્યો છે, છતાં કંઇ જણાતું નથી. માટે પોતે પણ લશ્કરની તૈયારી કરવા માંડી.

વિલાસનગરમાંથી કનકને નીકળે આજે ત્રણ દિવસ થયા હતા તે અરસામાં કપટસીંહ ત્રીજા દિવસની બપોર પછી પોતાના મહેલથી નીકળી કનકસીંહના મહેલ તરફ જતો હતો તે શાને માટે જતો હશે એ કોઇ જાણતું ન હતું. કપટસીંહને મહેલ તરફ આવતો જોઇ દાસીઓએ સૌન્દર્યવતીને ખબર આપી કે કપટસીંહ આ તરફ આવે છે એટલે સૌંદર્યવતીએ જવાબ આપ્યો કે તેમને કહેજો કે ધણી સીવાયના સુના મકાનમાં આવવાનો હુકમ નથી. આ ખબર લઇ દાસી પોતાના પેરા ઉપર ગઇ એટલામાં કપટસીંહ ત્યાં આવ્યો તેને રોકી દાસીએ કહ્યું કે ~~બાઇ~~ સાહેબનો હુકમ છે કે ધણી વગરના સુના મકાનમાં પુરૂષને જવાનો અધીકાર નથી આ શબ્દો સાંભળી કપટસીંહને ગુસ્સો આવ્યો પણ કરે શું પોતાની ધારણા બર લાવવા માટે તેણે દાસીને અંગુઠી આપી કહ્યું કે જા તારી બા સાહેબને જણાવજે કે સરદાર કનકસીંહે મને મોકલ્યો છે ને તેની નીશાની તરીકે આ વીંટી આપેલી છે વીંટી લઇ દાસી સૌંદર્યવતી પાસે આવીને કહ્યું કે સ્વામીના મોકલેલા મહેમાનની પરોણાગત કરવીજ પડશે માટે દાસીને અંદર તેડી લાવવા હુકમ કર્યો હુકમ થતાંમાંજ દાસી કપટસીંહને જ્યાં સૌંદર્યવતી બેઠી હતી ત્યાં લાવી. સૌંદર્યવતીએ રાજને છાજે તેવા પ્રકારના સાહીત્યો તૈયાર કરી રાખ્યા હતાં પોતાના સ્વામીના

મોકલેલા મહેમાનને ઓછું ન આવે તે માટે ખાસ કાળજી રાખતી હતી કપટસીંહને તેણે એક શીતળ જળનો પ્યાલો ભરી આપ્યો કપટસીંહ પોતાના મનથી માનેલી પ્રેમીકાના હાથનો પાણીનો પ્યાલો મળતાં પોતાને આનંદ માનવા લાગ્યો પછી સૌંદર્યવતીએ પોતાના હાથથી રજવાડાની રીત પ્રમાણે દારૂની પ્યાલી ભરી આપવા માંડી, કપટસીંહ આ વખતે વિનય દેખાડવા તેણે તેને પીવાની કહી પણ સાંદર્યવતીએ જવાબ આપ્યો કે હું પીતી નથી પોતાનું અપમાન થયું જાણી ક્રોધ ચઢયો પણ જેના મુખના શબ્દો સાંભળી જે જેના રૂપ ઉપર અંધ બન્યો હતો તે શું કરી શકે તેનામાં કંઇ કરવાની તાકાત ન રહી એટલે રૂપમાં અંધ બન્યો હતો

પ્રેમ એવી ચીજ છે કે, પાપ પંથે લઇ જતી
જે પ્રેમમાં અંધા બન્યા; જુઓ દશા તેની થતી
ઘરબાર ને ગરદન બધું બહુ પ્રેમમાં અપાય છે
પુરૂષ મટી કુતરા સમા, અહીંતહીં બહુ અથડાય છે.

જ્યારે સૌંદર્યવતીએ પ્યાલી પીવાની ના કહી એટલે પોતે જેમ તે આપતી જતી તેમ તેણે ખુબ પીવા માંડી તે એટલા સુધી પીવા લાગ્યો કે પોતે કયાં છે તેનું માન રહ્યું નહી તેની આખ કામવિકાર વાળી જણાવા લાગી એટલે દાસીને બોલાવી તેને બાજુના ખંડમાં સુવાડવા માટે કહ્યું દાસીએ બાજુના ખંડમાં સુવાડયો આ વખતે સાંજ પડવા આવી હતી સૌ સૌને ઠેકાણે ગયાં. રાતના બારનો સમય થવા આવ્યો એટલે કપટસીંહનો નીસો ઓછો થયો એટલે તે જાગ્યો ને તે પોતાના મનથી માનેલી પ્રેમીકાને મળી પોતાની ઇચ્છા પુર્ણ કરવા માટે સૌંદર્યવતીના ખંડ તરફ ગયો ત્યાં તેણે

જઇને તપાસ કરી તો સૌંદર્યવતી અત્યારે ઘાઢ નિદ્રામાં પડી હતી તેના ખંડમાં કામાગ્નીથી બળતો કપટસીંહ તે જે પલંગ પર સુતી હતી ત્યાં ગયો. જે અત્યારે પોતાના સ્વામીનાં સ્વપ્નામાં દર્શન કરી રહી હતી તેને જગાડવા કપટસીંહે કહ્યું પ્રાણપ્રીયે! આ શબ્દ સાંભળી સોદંર્યવતી પોતાના વ્હાલા કનક હશે જાણી બોલી કોણ વ્હાલા કનક? અત્યારે કયાંથી! આમ બોલી ઉઠી ઉભી થઇ તો સ્હામે પોતાની દુષ્ટ વાંચ્છના તૃપ્ત કરવા આવેલો કપટસીંહ જણાયો આથી તે બે બાકળી બની ગભરાતી આમ તેમ નાસવા લાગી તેને નાસતી જોઇ બોલ્યો રાજદુલારી હું તમોને ખરા અંતઃકરણથી ચાહું છું માટે આમ પ્રેમી ચાતકને ન તલસાવો તમારા યૌવન બગીચાની બહાર ચખાડો કહી પકડવા દોડયો.

ગુલાબ સમ સુંદર બદન, યૌવન બગીચો ખીલતો
ભોગી ભ્રમર હરદમ રહી, પ્રેમ રસને ઝીલતો,
માળી ગણી એ બાગનો, સ્થાપો હ્રદય મંદીર તમે
ના ત્યાગતાં એ માળીને, છો બાગમાં ભ્રમર ભમે

આમ બોલતો તે સોંદર્યવતીને પકડવા ધસ્યો એટલે હીંમત લાવી સોંદર્યવતી બોલી,

ઓ નીચ કામી કુતરા, ના ડગ પણ આગળ ભરીશ
નારી સતી સંતાપતાં, વીણ મોતથી તું તો મરીશ
દેખી સુવર્ણ પાત્રને મલકાતો ફરતો ખલકમાં
એ પાત્રમાં જમશે કનક, તુજ પ્રાણ જાશે પલકમાં

આમ બોલતી તેણે કપટસીંહને લાત મારી, તે ગબડી પડયો. પણ તરતજ ઉઠયો ને ભુખ્યા વાઘની માફક સતીની પાછળ પડયો.

બહુ બહુ તને હું વીનવું છતાં જરી ના માનતી
છંછેડી તું આ સીંહને જો સ્વાદ શું તું ચાખતી
છે ના અહીં તારૂં વળી કોણ વા'ર તારી જો કરે
આધીન થા તું માયરે નહી તો જરૂર આજે મરે

સોંદર્યવતીએ તેંરાજ જવાબ આપ્યો.

શું મોતનો ડર તું મને દેખાડતો ઓ બાયલા
ડરતી નથી તારા થકી ડરતા ફરે એ બાયલા
સાયક નથી મારૂ અહીં તો કોણ છે તારૂં વરી
જેનું નથી કોઇએ તહાં કીરતાર છે તે જો જરી

માટે ઓ મનમાં મલકાતા માંકડા તારા ચાળા તજી દે ને સીધો જીવવાની આશા રાખનો હોયને તો ઘરનો રસ્તો ઝાલ નાહક શા માટે મોતને હાથે કરી બોલાવે છે તારાથી કશુ વળનાર નથી, જો! જો! આ સતી તારા જેવાને ઠોકરે મારી ચાલી જાય છે. કહી પોતે બહાર જવા માટે દોડે છે. પણ પાપી પીસ્તોલ લઇ સ્હામે આવી ઉભો રહયો, ને બોલ્યો.

ચઢાવી ક્રોધ તું મુજને સુખે શું અહીથી જાવાની
જરૂર આજે દીસે મુજને કે પીસ્તોલ બાર ખાવાની
સીધી રીતે જઇશ માની તો સુખો સ્વર્ગનાં આપું
બનાવી રાજ્યની રાણી હૃદય મંદીરમાં સ્થાપું.

કહી તેને પકડવા દોડયો. પણ સોંદર્યવતી બોલી જા! જા! તારા જેવા બાયલાની રાણી થવાને હું લાયક છું? એતો કેશરી કનકની

## ૬૮. રાજમહેલનું રમખાણ.

રાણી થઇ તારા જેવાને ભુ પીતા કરવા સતી તૈયાર છે, જો તને અહીં રખડતો મુકી આ સતી વહી જાય છે,

> જો પીસ્તોલના આ બારથી, પ્રાણ તારા જાય છે.
> સંતાપતાં આ સતીને, શા હાલ તારા થાય છે
> મુકી તને અહીં રખડતો નારી સતી વહી જાય છે
> તુજ સરખાં અંધ કામી પીસ્તોલ આમજ ખાય છે

આમ બોલતાં તેણે પીસ્તોલનો બાર કર્યો. ગોળી કપટસીંહના ખભા પર લાગી કપટસીંહ તમર ખાઇ નીચે પડયો, આ સમયનો લાભ લઇ સૌદર્યવતી ચાલી નીકળી તે જંગલમાં ગઇ તો આપણે પણ ચાલો ને આ બીના કનકને જણાવીએ કે માઠા સમાચાર રત્નગઢમાં પહોંચતાં શું થાય છે તે જોઇએ.



## પ્રકરણ ૧૧ મું

# માઠા સમાચાર

દુનિયા તણો એ કાયદો કે દુઃખ પર દુખો પડે
પણ ના તજે જો સત્ય તો ના દુઃખ લેશ આવી નડે

પ્રિય વાંચક કપટસીંહને ગોળી મારી સૌંદર્યવતી ચાલી નીકળી ને કપટસીંહ ત્યાં પડી રહ્યો આ ધમાલ થયાની ખબર મહેલમાં કામ કરતાં માણસોને પડી કપટસીંહને વાગેલી ગોળીમાંથી રૂધીરની ધારા વહેતી હતી તેથી આખી બીછાવેલી શેત્રંજી લોહીથી ખરડાઇ હતી. એક નોકરે આવી તપાસ કરી તો કપટસીંહને પડેલો જોયો ને સૌંદર્યવતીનો પત્તો લાગ્યો નહી આથી તેણે કેટલાક માણસોને જંગલમાં દોડાવ્યા ને એક માણસને રત્નપુર ખબર કરવા મોકલ્યો ને પોતે રામપુર જવા માટે નીકળ્યો આ તરફ રામપુરમાં કનકસીંહ લશ્કરને ક્વાયત કરાવતો હતો; ત્યાં છેટેથી ઘોડેસ્વારને કાળા પોશાકમાં આવતો જોયો તે પોતાના તરફ આવતો હતો એટલે ક્વાયત બંધ રાખી ને આવનાર ઘોડેસ્વારની રાહ જોવા લાગ્યો કનકે વિચાર્યું કે જરૂર પાછું રાજ્યમાં કંઇ તોફાન જાગ્યું હશે માટેજ આ ઘોડેસ્વાર દોડતો આવતો હશે. એટલામાં ઘોડેસ્વાર

ત્યાં આવી ઉભો રહ્યો. તેને જોતાંજ કનકસીંહના પેટમાં ફાળ પડી કારણકે પોતાના મહેલ પર પેરો ભરતો સીપાઇ આમ અચાનક આવ્યો તેથી પોતાનો વેમ મજબુત થયો ને આતુરતાથી પૂછયું કેમ જયમલ આમ અચાનક આવવું પડયું શું અનીષ્ટ તો નથી. જે હોય તે સત્વર કહો પણ બીચારા સીપાઇની જીભ કેમે ઉપડતી ન હતી છતાં મહા જુલગથી તે બોલ્યો સરદાર ? ક...........પટ સીં......હ.....નું કાવત્રુ. પાપીએ મહેલમાં પ્રવેશી કંઇ તોફાન ઉઠાવ્યાનું જણાય છે તે પાપી ત્યાં પડયો છે તેના ખભામાથી લોહીની ધારા વહે છે, ને રાજમાતા તુલ્ય અમારા સૌદર્યવતીજીનો પત્તો નથી આ છેલ્લા શબ્દો સાંભળી કનકસીંહ ક્રોધે ભરાયો ને કપટસીંહના વેરનો બદલો લેવા નિશ્ચય કર્યો. મેં માતાની તપાસ માટે માણસો મોકલ્યા છે, ને રત્નગઢ પણ ખબર મોકલી, અહીં આપને જણાવવા આવ્યો છું.

આ બાજુ કનકને સમાચાર મળ્યા ત્યારે બીજી બાજુ જે માણસ રત્નપુર જવા નીકળ્યો હતો તે રત્નપુરના દરબારમાં દરબારના વખતે હાજર થયો. વિલાસનગરનો સિપાઇ આવ્યો છે, ને કંઇ સંદેશ કહેવા માટે ઉભો હશે એમ ધારી રાજાએ પુછયું કેમ સરદાર ? શું ખબર છે. અમારી પુત્રી તથા સર્વે સારા છે ને ? હજુ રત્નસીંહને કોઇ જાતની ખબર નથી. જાણી સરદાર વિચારમાં પડયો તેને વિચારમાં પડેલો જોઇ રાજાએ કહ્યું કેમ બોલતા નથી. શું કંઇ વિપરીત સમાચાર લઇ આવ્યા છો. સરદાર બોલ્યો. રાજન શું બોલું બોલતાં મારી જીભ ઉપડતી નથી પણ તમે અજાણ છો એટલે મારે જણાવવું જોઇએ તે ટુંકમાં જણાવું છું કે રાજા અશોક

તથા રાણીનું કોઇએ ખુન કર્યું છે તેનો આરોપ કનકસીંહ પર હતો પણ તે ખોટો નીવડ્યો છે ને તે સરદારની જગ્યાએ કપટકળા તથા કપટસીંહનાં કાવત્રાના ભોગ થઇ રહ્યા છે તેમને રામદુર્ગ ઉપર ઘેરો ઘાલવા મોકલ્યા છે અહીં પાપીઓના ત્રાસથી અમારા માતા તુલ્ય સૌદર્યવતી અહીંથી નાસી છૂટયાં છે. આ સાંભળી સર્વ સભાજનો વિસ્મય થયા આટલું મોટું ભયંકર કાર્ય કરનાર એક પાપીણીને શું તે સમજી ન શકયા શું મારી પુત્રી ત્યાં નથી. રાજા આમ બોલે છે ત્યાં કેશરીસીંહ બોલ્યો. પિતાજી હું અત્યારેજ જાઉં છું ને તે પાપી પુતળાંને તેની શીક્ષા કરૂં છું.

અધર્મી કોણ મુઓ છે, ભગીની માયરી ત્રાસે
કરૂં પળ મહીં પુરો કરૂ શત્રુ તણો નાસે
ભગીની કયાં હશે ભમતી, ઉજડ વેરાન કે રણમાં
અરેરે ! એકલી એતો, પડે કંઇ મોતના મુખમાં

કહી તેણે પિતાજીની રજા લઇ કેટલાક માણસો સાથે નીકળી પડયો. તે જંગલમાં સ્થળે સ્થળ ને પર્વતે પર્વત ખોળવા લાગ્યો પણ તેને કંઇ પત્તો લાગ્યો નહી તેથી તે વિલાસનગરમાં આવ્યો ને રત્નપુરથી કેશરીસીંહ આવ્યાના સમાચાર જણાવી પોતે દરબારમાં ગયો. આ વખતે વિલાસનગરમાં કપટકળાની પુર્ણ સત્તા ચાલતી હતી. કપટસીંહ કેશરીસીંહને જોઇ બોલ્યો. કેમ કુંવર આવો અહીં બેસો કેશરીસીંહ ક્રોધથી બોલ્યો. શું એક રાજકુમાર તમારા જેવા ગુલામી કરી ખાનાર ગુલામ પાસે બેસી પોતાનું માન ગુમાવશે ! તમે મને જણાવો કે કનકસીંહ તથા મારી ભગીની કયાં છે. જે હોય તે સાફ જણાવો.

મચાવી જંગ તમે સરવે, રહ્યા છો શું અહીં માલી
જણાવો સત્વરે મુજને જવા દઇ બાનાં સૌ ઠાલા
તમારા પાપ કર્મોની ખબર અમને પડી આજે
અરે ઓ ક્ષત્રી કુળ નાશક નથી શું આવતી લાજે

બોલો ! બોલો ! સરદાર કપટસીંહ ? શું વિચાર કરો છો, હજુ કંઇ કપટ કરવાનું હોય તે કરો કપટસીંહ આ વખતે કેશરીસીંહને પકડે. પણ તેમ કરતા પહેલાં હજારો માણસોના જાન ફક્ત કેશરી-સીંહ એકજ પળમાં હણે તેવો હતો. કપટ તેને બરાબર ઓળખતો હતો, તેથીજ તે સાંભળી રહ્યો હતો પણ જવાબ આપ્યા સિવાય ચાલે તેમ ન હતું એટલે કપટસીંહે કહ્યું. તમારાં બેન કોણ જાણે ક્યાં ચાલ્યાં ગયાં છે તેની અમોને ખબર નથી ને કનકસીંહ રામદુર્ગની સ્વારી પર છે. આ સાંભળી વધુ વખત ઉભા રહેવાથી જોખમમાં આવી પડાશે એમ સમજી કેશરીસીંહ ચાલ્યો ગયો

આ તરફ આપણે ઘણો વખત થયા બહાદૂરસીંહના ગુમ થયાના સમાચાર તેમના પિતાને જણાવ્યા નથી માટે જણાવીએ બહાદુરસીંહ નાસી ગયા ત્યારપછી થોડાક દીવસ વીત્યા બાદ રૂપવંતીએ પોતાના દાદા ઉપર કાગળ લખ્યો હતો પણ નાખવાનો રહી જવાથી તેણે બે દિવસ અગાઉ કાગળ ટપાલમાં રવાના કર્યો તે કાગળ આજે અમરગઢના રાજા અમરસીંહ પોતાનો દરબાર ભરી બેઠા હતા ત્યાં આવ્યો. કાગળ સભામાં ફોડયો ને વાંચવા માંડયો, પણ મથાળુ જોતાંજ રાજા વિસ્મય થયા ને જેમ તેમ કરી કાગળ વાંચી ગયા કાગળ પુરો થયો એટલે રાજાની આંખમાંથી ચોધાર આંસુની ધારા ચાલવા

લાગી આ જોઇ સર્વ વિસ્મય થયા ને શું છે તે જાણવા દીવાનને પુછવા લાગ્યા દિવાને આવેલો કાગળ સર્વેને વાંચી સંભળાવવા લઇ વાંચવા માંડયો.

અમરગઢ . બેદી કાગળ.

જોગ વિલાસનગરથી લી. આપની પુત્રી રૂપવતી

વિ. જણાવવાનુ કે અહીંઆં થોડા દીવસમાં ઘણો જ ફેરફાર થયો છે મારા પિતા અને આપના પુત્ર બહાદુરસીંહનો પત્તો નથી મારાં દાદા તથા દાદી અશોકસીંહજી તથા સોભાગ્યવતી તેમનું કોઇએ ખુન કર્યું છે ને માતાના ઉપર સંકટો ઉપરા ઉપરી પડવા માંડયાં છે તે હાલ અહીં નથી.

એજ લી.
તમારી પુત્રી રૂપવતી,

આ શોકમય સમાચાર સાંભળી સર્વના મન ઉપર શોકની છાયા પ્રસરવા લાગી દિવાને પોતાના સરદાર કંટકસીંહને ત્યાં તપાસ કરવા માટે માણસો સાથે મોકલવા ઠરાવ કર્યો કંટક માણસો સાથે વિલાસનગરમાં આવ્યો ને સીધો ખબર આપ્યા સિવાય દરબાર ગઢમાં જઇ ઉભો આમ કંટકને ખબર આપ્યા સિવાય આવેલો જોઇ કપટસીંહ કહેવા લાગ્યો કેમ કંટકસીંહ કંઇ તમો મર્યાદાનો લોપ કરતાં જરાપણ અચકાતા નથી. આ સાંભળી કંટક બોલ્યો કે સરદાર રાજા વગરના રાજ્યમાં કોને ખબર આપવી એ હું જાણતો નહી હોવાથી આમ સીધો ચાલ્યો આવ્યો છું શું તમો મુખત્યાર છો

કે તમોને ખબર આપું તમો મારા જેવા સરદાર તેમને મારે શી ખબર આપવી. એટલામાં કપટકળા આવી કંટકને જોઇ તે બોલી કેમ કંટકસીંહ અચાનક શું અમારા સાસુ સસરાના માઠા સમાચાર લાવ્યા છો તેઓ ખુશીમાં તો છે ને ? અરે ઓ ? સાસુ સસરાની ખબર જાણ્યા સીવાય મને જણાવો કે અમારા કુમાર બહાદુરસીંહ કયાં છે શું તે મહેલ પર છે.

કયાં છે તમારા કંથ એ મમ રાજના માલીક ખરા
મુજને જણાવો સત્વરે છે માયરે મળવું જરા
છે ગુપ્ત સંદેશ આપવો માટે ઉભો દરબારમાં
આવ્યા જણાતા છે નહી શું હાલ છે ઘરબારમાં

આ સાંભળી કપટકળા બોલી.

ઘરબાર કે શમશાનમાં, પોકયા હશે તમ રાજ એ
મુજો રખડતી એકલી, સીધાવ્યા તકતો તાજ તે
શોધી વળી વન વન સ્થળે, પણ ના ખબર મુજને મળી
છું શોક માંહે ડુબતી ના અન્ન લેતી હું જરી

કંટકસીહજી તમારા કુમાર ગયા પણ ખબર કોઇને કહી નથી અમો તપાસ કરાવી થાકયાં. હવે તમો તપાસ કરો આવા બાન કાળજીના જવાબો સાભળી કંટક ક્રોધે ભરાયો ને બોલ્યો જેને પોતાના સ્વામીની લાગણી હોય તે આમ શું. મોજશોખ માણો તમો સાચું જણાવો જો જણાવવા ઇચ્છા ન હોય તો હું જાતેજ જાણી લઉં કંટક આટલું બોલતો હતો કપટસીંહ એક શબ્દ બોલતો ન ન હતો, કારણકે કપરથી કંઇ કંટક ઉત્તરે તેવો ન હતો.

ખરેખર વાક્ય તમ આ છે જણાવી લાગણી અમને
ભોગવો વૈભવો તમ આ નથી ઉર લાગણી તમને
મુકીને સર્વ કાવત્રાં જણાવો વાત જે સાચી;
ખરેખર વાત કહો મુજને કહું છું હું હવે યાચી.

તમો જણાવો નહિ તો મારે જાણવા કોશીષ કરવી પડશે. એમ કહી તે બહાર જવા લાગ્યો તે ચાલ્યો ગયો. પછી કપટકળાએ કપટસીંહને જણાવ્યું કે આપણે હવે બહુ કાળજી રાખવાની છે. કહી દરબાર વિસર્જન કર્યો. તો આપણે આમને અહીં રહેવા દઇ આગળ તપાસીએ કે શું થાય છે.



## પ્રકરણ ૧૨ મુ

# પાપીઓની પ્રપંચ જાળ

**પાપી પ્રપંચી જાળમાં, ફાવે નહિ એ કાયદો,**
**ઉલટો ફસાયે જાતથી કુદરત કરે ના વાયદો.**



કપટકળાએ પોતાના પ્રેમી કપટસીંહને તથા દીવાન ચતુરસીંહના એ બાળકોને અત્યારે પોતાના ખંડમાં બોલાવ્યા હતા. તે શા માટે બોલાવ્યા હશે, તે વાંચક તારાથી અજાણુ હશે માટે શાન્ત થા ને પહેલાં કપટકળાની વાત જાણી લે, કપટકળાને જે પુત્રી હતી તેની ઉંમર અત્યારે અરાઢ વર્ષની હતી, તેની આટલી ઉંમર થયા છતાં; માતાના કોઇ કાર્યમાં આડે આવતી નહિ તેમજ ભાગ પણ લેતી નહિ. આજે માતાના ખંડમાં જે દીવાનના છોકરા ચંદ્રરાયને તે ચહાતી હતી, તે અને તેમનો નાનો ભાઇ પ્રેમરાય શા માટે આવ્યાં હશે તે જાણુવા અધીરી થઇ હતી, પોતાનો પ્રેમ દીવાનના પુત્ર ઉપર છે; તે પોતાની માતાથી અજાણુ ન હતું. છતાં કપટકળા આંખ આડા કાન કરી બોલતી નહિ. હવે આ અહીં સર્વે શા માટે ટોળે વળ્યાં છે તે તપાસીએ. કપટકળાએ દીવાનના પુત્રને બોલાવી કહ્યું. ચંદ્ર-

રાય તમો અમોને અમારા કાર્યમાં મદદ કરશો તો હું તમને તેનો યોગ્ય બદલો આપીશ. પોતાના પ્રેમીને શું કહે છે તે સાભળવા રૂપવતી પોતાના દીવાનખાનાની ભીંતે કાન માંડી બેઠી.

કપટકળાએ કપટસીંહને કહ્યું કપટસીંહ ? જુઓ કે આપણા ઉપર દુખનાં વાદળ ચોતરફથી ઘેરાયાં છે, તે કોણ જાણે કયારે તુટી પડશે. તે સમજાતું નથી. ને એ વાદળાં તુટી પડયા તો આપણે બચવાં મુશ્કેલ છીએ. માટે આપણે કોઇ રસ્તો કરી રાખવો જોઇએ કહો તમે કયો રસ્તો ગોઠવી રાખ્યો છે ? મારા મનમાં એક ઉપાય રમી રહ્યો છે તે એજ કે આપણે કનકના આવવાના દરવાજા પાસેના ખંડમાં દારૂગોળો ભરી રાખીએ ને કનક આવે તેવો તે ફોડવામાં આવે તો આપણા માર્ગનો કંટક વિના મહેનતે દૂર થાય કેમ ! આ યુકતી તમોને ઠીક લાગે છે કે નહિ. અને આપણા આ કાર્યમાં દીવાન પુત્ર ચંદ્રરાય અને તેમના ભાઇ તન મનથી મદદ કરવા ખુશી છે કપટસીંહને આ વાત ઠીક લાગવાથી તે પ્રમાણે કરવા માટે કહ્યું. આમ આ સર્વેની વાત ચાલતી હતી, તે સઘળુ રૂપવતી સાંભળતી હતી. એટલામાં પોતાના ખંડમાં પોતાની મામી કામલતા પોતાના તરફ આવતાં જોઇ, તેમને ચુપકીથી આવવા ઇશારો કર્યો પછી બંને વાત કરવા લાગ્યાં. રૂપવતીએ પોતાની માતાએ કરેલી સઘળી વાત કામલતાને જણાવી. કામલતા અને રૂપવતી બંનેનો અનહદ પ્રેમ હોવાથી રૂપવતી સઘળો ખર્ચ અપાવતી હતી. પણ કામલતા કોઇ વખત પોતાના સ્વામીનુ અહીત ચહાતી નહિ. કામલતાના ગયા પછી રૂપવતી વિચારમાં પડી કે હે વિભુ ! શું પાપી માણસ પોતે પાપકર્મ કરતાં પાછળનો પણ વિચાર

કરતું નહિ હોય! શું તે એમજ સમજતું હશે; કે આપણાં પાપ કર્મ કોઇ જાણતું નથી. અરેરે? મારી માતાને આ મતી ક્યાંથી સુજી કે પોતાના હાથે પોતાના કુળનું નીકંદન કાઢવા માટે તૈયાર થઇ. હજુ એક ભાઈ છે તે પણ તેની આંખમાં ખુંચી રહયો છે, તેને સંહારવા નવીન જાળ બીછાવવા માંડી. પણ હવે મારે મારા મામાને કોઇ રીતે જણાવવું જોઇએ એમ વીચાર કરી તે પોતાના મામાને ખબર આપવા જવા માટે નીકળતી હતી; તેવામાં પોતાનો પ્રેમી ત્યાં આવ્યો. તેથી તે એક ખુરસી પર બેઠી. ચંદ્રરાય પણ પાસે પડેલી ખુરશી પર બેઠો. પણ આજે રૂપવતી જરા પણ બોલી નહી તેથી ચંદ્રરાયે વિચાર્યું કે અમારી વાત આ જાણતી હોવી જોઇએ માટે આમ રીસ ચઢાવી બેઠી હશે, એમ વિચારી ત્હેને બોલાવા માટે પોતે ઉઠી ચાલવા માંડયું. તેને જતો જોઇ રૂપવતીએ કહ્યું. કોણ ચંદ્રરાય! કયાં ચાલ્યા. શું આજ તમોને જરા ચેન પડતું નહિ હોય કેમ વારૂ! કારણકે તમો તો હવે મારી માતાના માનીતા થયા. જરા બેસો મારે તમને કંઇ વાત કહેવાની છે એટલે ચંદ્રરાય બેઠા. પછી રૂપવતીએ કહ્યું કેમ ચંદ્રરાય! આજે શાના વિચારો કરતા હતા. શું તમો પણ આવા પાપ કર્મમાં જોડાવા માગો છો. તમારા પીતા જ્યારે જાણશે, ત્યારે શું કરશે તેનો વિચાર કર્યો છે. એટલામાં કપટકળા ત્યાં થઇ જતી હતી તેણે રૂપવતીના ખંડ તરફ નજર કરી, તો પ્રેમી જોડાંને વાર્તાલાપ કરતાં જોઇ ચાલી નીકળી. આ પ્રેમી જોડાં પ્રેમ સાગરમાં નાહી રહ્યા બાદ વિખુટાં પડયાં પછી રૂપવતીએ કટાર, તમંચો તથા કાળો બુરખો લઇ રાજમહેલની બહાર જવા નીકળી. પણ પાછી આવી કંઇ ટેબલ પર પડેલા

કાગળના ટુકડામાં લખ્યું, ને પછી ચાલતી થઇ. પોતાના ઘોડાને પુર જોસથી દોડાવી તે રાતના બાર વાગતાં કનકસીંહની છાવણી નજીક આવી પહોંચી. પહેરેગીરીઓ તેને રોકી જણાવ્યું. કે તમો કોણ છો ને શા માટે આટલી રાત્રે છાવણી નજીક આવી ફેરા મારો છો એટલે રૂપવતી જે પુરૂષના વેષમાં હતી તેણે જણાવ્યું કે એક અગત્યના કામ માટે મારે તમારા સરદારને મળવું છે માટે તમો તેમને બોલાવો અગર ખબર આપો કે કોઇ જાસુસ ગુપ્ત વાત કરવા માગે છે. આ સાંભળી સીપાઇ ચાલતો થયો. જે તંબુમાં કનકસીંહ સુતા હતા ત્યાં આવ્યો. હવે સરદારને જગાડવા કેવી રીતે તેનો વિચાર કરવા લાગ્યો. પછી તેણે એક યુકિતી પોતાના સરદારને જગાડવા કરી. તેણે પોતાની બંદુકનો અવાજ કર્યો. બંદુકનો અવાજ પોતાની નજીકમાં થયો તેથી કનકસીહ જાગી ઉઠ્યો. તેણે પોતાનાં સીપાઇને જોઇ તેને પુછ્યું સીપાઇએ જણાવ્યું. સરદાર! ગુન્હો માફ કરશો, આપને કોઇ જાસુસ ગુપ્ત વાત અત્યારેજ કરવા માગનો હોવાથી આપને જગાડવા આ યુકિત કરવી પડી. કનક આ ચાલાકી જોઇ ખુશ થયો. ને આવેલા જાસુસને બોલાવી લાવવા કહ્યું એટલે સીપાઇ જઇ તેડી લાવ્યો. બંદુકનો અવાજ સાંભળી ચતુરસીંહ પણ ત્યાં આવી પહોંચ્યા હતા. પુરૂષના વેશમાં આવેલા જાસુસની ઉમર નાની હોવા છતાં આટલી બહાદુરીનું કામ કરવા હીંમત ધરી હોવાથી કનકસીહે પુછ્યું ભલા જાસુસ અત્યારે તમે શા અગત્યના કામે આવ્યા છો તે જણાવશો.

જાસુસ રૂપે આવેલી રૂપવતીએ જણાવ્યુ ભલા સરદાર? તમારા ઉપર દુઃખનાં વાદળાં ઉપરા ઉપરી તુટી પડવા છતાં તમે

નીમકહલાલીથી નોકરી બજાવો છો. આપની આ નીમકહલાલીને ધન્ય છે કે પોતાના ઘર ઉપરઆફત આવી તેની ખબર જાણ્યા છતાં આમ બેસી રહ્યા હાલમાં તમારા ઉપર એક બીજું વાદળ પણુ ઘેરયું છે ને તેની ખબર આપવા હું આવ્યો છું તે ખબર એ છે કે તમારા દુશ્મનોએ તમારા નાશના માટે દરવાજા નજીકના ખંડમાં દારૂગોળો ભરી રાખી તમો પાછા શહેરમાં આવતાજ તમારો નાશ કરવાની ગોઠવણુ કરી છે તેમાં આ ભલા દીવાનના પુત્રો પણુ સામેલ છે તમો જો કે શહેરની પાછળના દરવાજેથી દાખલ થઇ શહેરમાં પ્રવેશશો તો જરૂર તે સઘળાં તમારા પંજામાં સપડાઇ જશે. બાળકના મુખથી પોતાના પુત્રોનું નામ સાંભળી દીવાનના ક્રોધનો પાર રહ્યો નહી. હે વિભુ ! જ્યારે હું મારી કીર્તી માટે આટલાં સંકટો સહન કરૂં છું ત્યારે મારા પુત્રો પાપ પગલાં ભરી મારી કીર્તીને કલંકીત કરવા ધારે છે, ઠીક છે પાપાત્મા પુત્રો તમારા પાપકર્મોનો થોડો વખત બાકી રહ્યો છે એમ કહી તેમણે જાસુસને કહ્યું ભલા બાળક અત્યારે તારા કામના બદલામાં તને આપવા યોગ્ય અમારી પાસે કંઇ છે નહી પણ અમારી વખત આવે ત્યારે તું જે માગીશ તે અમો આપવા વચનથી બંધાઇએ છીએ, પછી જાસુસે જણાવ્યું કે તમો આવો ત્યારે શહેરના પાછળના દરવાજેથી ઉઘાડવાની કોશીશ કરી રાખીશ માટે તમો તે વાતથી નિર્ભય રહેશો. કહી તે ત્યાંથી નીકળી પડયો.

આ તરફ કપટકળાએ ઠરાવ પ્રમાણે સર્વ દારૂગોળો ભરી તૈયાર રાખ્યો ને ત્યાં બે માણસોનો પહેરો રાખ્યો પછી પોતે

મહેલમાં ગઇ એટલામાં કપટસીંહ આવ્યો કપટસીંહે જણાવ્યું કે શહેરના ચારે બાજુના દરવાજા બંધ કરી ઠેર ઠેર પેરાઓ મુકી કોઇ રસ્તેથી દાખલ ન થવાય તેવો બંદોબસ્ત કરી આવ્યો છું એમ કહી પોતે કપટકળાને પુછવા લાગ્યો કે તમારા કાર્યમાં ચંદ્રરાયને પરોવ્યા છે તે ફુટી તો નહિ જાય? તે માટે ખાસ ચેતવણી રાખજો હવે આપણે બહુ સંભાળથી રહેવાનું છે કપટકળાએ જણાવ્યું કપટસીંહ, ચંદ્રરાય મારી પુત્રીના પ્રેમમાં જોડાયો છે એટલે તેની ફીકર નથી. તેમ છતાં તેને મેં મોટી લાલચ આપી સમજાવ્યો છે દારૂગોળો સર્વ ભરી તઇયાર રાખ્યું છે કહી વિદાય થયાં.



## પ્રકરણ ૧૩ મું



# સૌંદર્યવતી સંકટમાં

**દુખો પડે શીર પર ઘણાં, પણ ટેકને ના જે તજે**
**આખર તરે છે સત્ય તે, જે સત્યને હરદમ ભજે**



પ્રિય વાંચક તને યાદ હશે કે કપટસીંહને પીસ્તોલ મારી સૌંદર્યવતી નાશી છુટી હતી, તે રાત્રે અથડાતી કુટાતી અરણ્ય જંગલમાં આવી ચઢી આ વખતે સવાર થવાને થોડી વાર હતી તે એક ઝાડની ઓથે શ્રમીત થવાથી થાકીને બેઠી. પોતાના પર પડેલી આપત્તીઓના વિચાર કરતી વિધિને દોષ દેતી સૌંદર્યવતી ધાઢ નિસાસા નાખવા લાગી અરે દેવ ? તારી ગતી ગહન છે શું હું મારા નાથને નહી મળું જરૂર હું તેમને મળીશ પણ જ્યારે તે આ વાત જાણશે ત્યારે કેટલા બધા વ્યાકુળ થશે આમ વિચાર કરતી હતી તેટલામાં પ્રભાતનાં ખુશનુમા કીરણોએ જંગલના રસ્તાઓ સાફ દેખાવા પ્રકાશ ફેંકવા માંડયો. સૌંદર્યવતીએ ઉભા થઈ ચાલવા માંડયું તે થોડુંક ચાલી હશે એટલામાં સામે તળાવ જણાયું ને તેની નજીક એક પર્ણકુટી

જણાઇ તે તેના તરફ ગઇ ત્યાં જઇ દાતણ તથા નાવણ કરી પોતાનું ખટકર્મ કરવા બેઠી સર્વ કામથી પરવારી તેણે પર્ણકુટી તરફ જવા માંડયું તો તેને કોઇ મહાત્માનો વાસ હોય તેમ જણાયું પણ ત્યાં કોઇ હતું નહી તેથી તે આગળ ચાલવા લાગી તે આગળ જતાં એક દેવળ નજીક આવી બેઠી ત્યાં કેટલાક બહારવટીઆઓ કોઇ મુસાફર સમજી તેને લુંટવા માટે આવી ઉભા રહ્યા. તેમનામાંનો જે મુખ્ય સરદાર ભેમલો હતો તે બોલ્યો હે બાઇ? તું કોણ છે ને કયાં જાય છે તારી સાથે કોઇ છે નહી આમ ઘણા સવાલો પુછ્યા પણ ગભરાએલી સૌદર્યવતી એક પણ જવાબ આપી શકી નહી. આથી ભેમલો બોલ્યો જો તું અમારી સાથે આવતી હોય તો અમો તને ઘણાજ સ્નેહથી પાળીશું માટે શો વિચાર છે તે જણાવો.

સંસાર સુખને જાણવા, આમ સાથ ચાલી આવતું
રાખીસ તુજને પ્રેમથી, ના શોક દીલમાં લાવતું

આમ બોલતો તે તેને પકડવા દોડયો પોતાના તરફ ધસી આવતો જોઇ હીંમતથી બોલી

ઉભો રહે ઓ કાળ મુખા કયાંથી સુજી તને આ મતી
સંતાપતાં ના જાણતો કે આ ઉભી સ્હામે સતી
તુજ સરખા લાખ કંઇ, પળ એકમાં પ્રલે થશે
મુજ સતીત્વના શ્રાપથી, તુંજ પ્રાણ પળ માંહી જશે

આમ બોલી તે નાસવા લાગી કુદરત ખુબી ન્યારી છે કે તે નાસતી હતી ત્યાં આ ઘોંઘાટ સાભળી એક યોગી જેવા જણાતા પુરૂષે આવી ખબરદાર! કહી સર્વેને રોકયા. આ આવનાર યોગી

જેવા જણાતા હતા તેથી બહારવટીઆઓ નાસી છુટયા, યોગીએ તે બાળીકા સમજી તેને કહ્યું બેટા ? ન ગભરા તારા દુશ્મનો નાશી ગયા છે. તું કોણ છે તે જો હરકત ન હોય તો મને જણાવીશ આમ અરણ્યમાં એકલા રખડવાથી કેટલાં સંકટો સહન કરવાં પડશે માટે મને ખરૂ જણાવો ને તમારે જ્યાં જવુ હોય ત્યાં તમને પોંચાડી આવું આવા શબ્દો સાંભળી સતીએ ઉચું જોયું તો એક યોગીને જોયા પણ તેણે જ્યારે યોગી તરફ જોયું તે વખતે યોગીએ તેની મુખાકૃતી જોઇ જાણી લીધું કે આતો કનકસીંહની પત્ની સૌંદર્યવતી મારી ઓળખ જાણશે તો જરૂર મારાથી તે શરમાઇ ચાલી જશે ને સંકટમાં સપડાશે કહી તેને સાથે ચાલવા કહ્યું પણ સૌંદર્યવતીએ અહીંજ ઠીક છે કહી જવા નાખુશી બતાવી જવાબ મળતાં યોગી પોતાની પર્ણકુટી તરફ ગયા સૌંદર્યવતી પોતાને ખાવાને વનફળ લેવા જંગલમાં નીકળી જે રાજકુમારીને હુકમ થતાં જાત જાતના ભોજનો મળતાં તે અત્યારે પેટની પીડાને ટાળવા ફળને માટે જંગલમાં રખડે છે.

વિધિ તારી ખુબી ન્યારી, બનાવે રાયને તું રંક
હશે જે મહેલ વાસી તે, ન પામે ખાવાને અન્ન
હજારો દાખલા એવા, બન્યા નજરે હતી જોતી
પડી મુજ ઉપરે આજે, દઇ હસ્ત શીર પર રોતી

બસ કર ઓ વિધિ! તું પલમાં રાજાને રંકને રસ્તાના રખડતા ભીખારીને સુખના શીખરે ચઢાવે છે. તારી આગળ દુનીઆના તમામ ઉપાયો રદ છે. મારા કર્મે કયાં સુધી આમ સંકટ તેં લખ્યું હશે; તે મારાથી સમજાતું નથી. આમ બોલતી તે ફળ માટે ભમતી હતી.

બીજી બાજુએ કપટસીંહે મોકલેલાં માણસો સોંદર્યવતીની તપાસ કરતાં કરતાં આ અરણ્યમાં આવી ચઢયાં. ત્યાં આ ફળ માટે નીકળેલી સતી તેમના જોવામાં આવી. તેથી તેઓ તે તરફ આવવા લાગ્યા ઘોડેસ્વારો પોતાના તરફ આવતા જોઇ તેણે નાંસવા માંડયું. તેમાનો જે મુખ્ય સરદાર ક્રુરસીંહ હતો; તેણે પોતાના સીપાઇઓને કહ્યું. પકડો એ કુલટાને ને લઇ ચાલો પોતે પકડાઇ જશે એમ જાણી કમરમાં છુપાવેલી પીસ્તોલ બહાર કાઢી અને બોલી.

ઉભા રહો ઓ નીચ કામી, આગળ પગલું ન ભરો
હણાસો સર્વ મુજ હાથે વગર મોતે તમે મરશો
નથી આ અબળા નારી, બની સબળા ફરે વનમાં
જોઇને દુશ્મનો સર્વે ઉઠે છે આગ મુજ તનમાં

આમ બોલતી પીસ્તોલ લઇ ફૈર કરવા લાગી. ત્યાં ક્રુરસીંહ તેની સામે આવી બોલ્યો.

આવી પડી છે મર્ણ મુખમાં, તોય ગર્વને ત્યજતી નથી
અહીંથી બચીશ ના તું હવે ઉપાય આદરતાં મથી
ના કોઇ સહાયક છે અહીં કે તુજને ઉગારશે
આ ક્રુરસીંહ તુજને લઇ અહીંથી સીધો ચાલશે

માટે હિઠ્ઠતાઇ તજી સીધી રીતે માની અમારી સાથે ચાલ, નહિ તો આ પીસ્તોલના એકજ બારથી તારા પ્રાણ ચાલ્યા જશે. એમ કહી પીસ્તોલનો બહાર કર્યો પેલી બાજુએ આ અવાજ યોગીના સાંભળવામાં આવતા દોડતા તે તરફ જવા લાગ્યા.

ઉભા રહો ઓ પાપીઓ, તમ દીન આજે ખુટીયો
અવાજ શાના આટલા, કોના ઉપર કોપ છુટીયો

આમ બોલતા યોગી ત્યાં આવી પહોચ્યા. આમ અચાનક મદદ આવેલી જાણી સર્વેએ નાસવા માંડયું તેમને અટકાવી કહ્યું.

કાળ મુખા કુરસીંહ તાકાત તારી જોઇ છે
કેર અબળા પર થતાં તાકાત તારી ખોઇ છે
બચવા તણી જો આશ હોય તો જા તને જાવા દઉ
નહીતો હણું હું સર્વને તમ પ્રાણ પળમાં હું લઉ

માટે જા? ઓ દુરાત્મા તને જાવા દઉ છુ. તેમણે બાળીકાને કહ્યું બેટા? તમારા ઉપર આ બીજુ સંકટ આવ્યુ જો વખતસર હું આવી ચઢયો ન હોત તો આ પાપીઓ જરૂર તમને મારી નાખત તમો જેમ બને તેમ નિર્ભય થવાનો રસ્તો સત્વર કરો તમારે જો મારી પર્ણકુટી પર આવવુ હોય તો મારી પણકુટી પાસે તમોને નવીન પર્ણકુટી બાધી આપું તમો મને ઓળખતાં નહિ હશો પણ હું તમોને ઓળખી ગયો છું તમારા ઉપર દુખનાં વાદળાં હજુ ઘણો વખત ઘેરાયા કરશે માટે નિર્ભય બની તમો અહીં રહો તમો મારી ઓળખાણુ માગતાં હશો તો હુ તમોને જણાવીશ હું પણુ તમારી માફક દુખના વાદળોથી ઘેરાઇ જંગલમાં આવી રહયો છું મારી પણુ તમારી માફક સ્થિતી છે પણુ શું કરૂં! કુટીલ કપટકળાના કુટીલ કૃત્યોએ મારી આ દશા કરી છે કહી ઉપરની કફની કાઢી નાખી તો સર્વે હથીઆરથી સમજાએલો બહાદુરસીંહ જોવામાં આવ્યો પોતાના નણદોઇને આમ યોગી વેશમાં જોઇ વેરનો

બદલો લેવા વિચાર કરી તેણે ત્યાં રહેવા પસંદ કર્યું પાસે બીજી પર્ણકુટી બાંધી ત્યાં રહેવા લાગ્યાં. બહાદુરસીંહે જણાવ્યું કે બે દિવસ બાદ આપણે વિલાસનગર તરફ જઈશું ને ત્યાં શું ચાલી રહ્યું છે તે તપાસીશું હાલ તમો યોગીનીનાં કપડાં ધારણ કરો થોડો વખત બેસો આ નિર્ભય સ્થાન છે હું શહેરમાં તપાસ કરી તમારાં કપડાં લઇ આવું છું કહી તે ગયો તો વાંચકો આપણે ચાલો ને જુઓ કે પાપીઓના પાપ કર્મમાં તેઓ કેમ ફાવે છે.



## પ્રકરણ ૧૪ મું



# પાપી પ્રકાશ

**પાપી તણું જે પાપ તે છાનું રહે નવ ખલકમાં**
**કરતાં વિચારો મન થકી થાયે પ્રગટ તે પલકમાં**





આજે સ્હવારના પહોરમાં રાજ્ય દરબારના માણસોની આવ જા થઇ રહી હતી કેટલાક ગાડીઓમાં તો કેટલાક મોટરોમાં આમ તેમ દોડતા જતા જણાતા હતા. આ તરફ રૂપવંતી પોતે વિલાસનગર તરફ આવવા નીકળી હતી ચંદ્રરાય આજે સ્હવારમાં રૂપવંતીના ખંડ તરફ ગયો. ત્યાં તે જણાઇ નહિ પણ ટેબલપર પડેલો પોતાના નામનો કાગળ જોઇ તે લઇ વાંચવા લાગ્યો ચતુર ચપળાએ પોતાના મામાના હિતને માટે પોતાના પ્રેમીને પણ ઠગ્યો હતો. તે કાગળમાં શું હતું તે જાણવા વાંચક તું ઉતાવળ ન કર તને હમણાંજ જણાશે. ચંદ્રરાયે કાગળ ફોડયો ને વાંચવો શરૂ કર્યો.

પ્રિય ચંદ્રરાય ?

હું આજે અગત્યના તમારા હીતના કારણે મારાં મામી કામલતાને મળવા જનાર છું ત્યાં આખો દીવસ રોકાઇ રહીશ કારણ કે તમારા વિચારો મેં મામીને જણાવ્યા હતા તેમના ઉપર મને પુર્ણ વિશ્વાસ છે છતાં તે કોઇ પ્રકારની ખબર મામાને ન જણાવે માટેજ હું જાઉંછુ આવતી કાલે મળીશ.

એજ. લી. તારી દાસી.

કાગળ વાંચી ચંદ્રરાય વેમાયો પણ રૂપવંતી ઉપર પુર્ણ વિશ્વાસ હતો તેથી તે કંઇ પણ ન રોકાતાં પોતાના કામ ઉપર ચાલ્યો ગયો. આજે સહવારથીજ રત્નપુરના કુમાર કેશરીસીંહ દુર્ગને ઘેરો ઘાલી પડયા હતા શહેરમાં કેશરીસીંહના માણસો છુટથી ફરતાં હતાં તેમને કોઇ રોકતુ નહિ. તેમ આવેલા માણુસો કોઇને હરકત કરતા નહિ આ તરફ કપટસીંહ મામલો ભયંકર સમજી લશ્કરની તયારીઓ કરી રહયો હતો બપોરનો વખત થયો એટલે સૌ સૌને ઠેકાણે જમવા ગયા આ અરસામાં અમરગઢથી કંટકસીંહ કેટલાક સૈન્ય સાથે આવી પહોંચ્યો ને તે કેશરીસીંહને મળી સર્વ વાતથી જાણીતો કર્યો જ્યા સુધી કનકસીંહ ન આવે ત્યાં સુધી તમારે દુર્ગની ચારે બાજુના દરવાજા ઘેરી રાખવા આ પ્રમાણે સલાહ લઇ કંટક પોતાના સૈન્યને શહેરના તમામ દરવાજાઓએ મુકી દીધું આવી રીતે આખા વિલાસનગરને ઘેરો ઘલાયાનું શહેરના ક્ષત્રિઓને ખબર પડી તેથી ઘણા વખતથી પોતાના હથીઆરો કટાતાં હતા તેને સાફ કરી બચાવની તૈયારીઓ કરવા લાગ્યા આ વાત કપટકળાએ જાણી એટલે કપટસીંહને બોલાવી કહ્યું સરદાર ? જુઓ હવે આપણા ઉપર દુખનાં વાદળા ચઢી આવવા લાગ્યાં છે, તેમને વીખેરવા માટે રસ્તો કરવો જોઇએ

મારા ધારવા પ્રમાણે આપણી વાત ફુટીતો ન ગઇ હોય પણ જો વાત ફુટી હોય તો તે લોકો આમ બેસી રહે નહી આપણો દારૂગોળો પ્રથમ જપ્ત કરે પણ મારા ધારવા પ્રમાણે કનકસીંહની રાહ જોતા તેઓ બેઠા હશે.

કપટસીંહે જણાવ્યું ગમે તેમ હશે; તો આપણે પણ કયાં ડરી જઇએ તેમ છીએ. મેં પણ સર્વ લસ્કરની તઇયારી કરી રાખી છે. ને જો તે લોકો બંડ ઉઠાવશે તો દુર્ગપરથી મારો ચલાવીશું. કારણકે તેમને આવવા એકે રસ્તો ખુલ્લો નથી; આ લોકો આમ ઠરાવ કરે છે ત્યારે શહેરમાં વહેપારીઓ પોતાનો માલ ખપશે એમ જાણી જાત જાતના નમુનાઓ બહાર ગોઠવી રાખતા હતા શહેરમાં હજારો માણુસોનાં ટોળે ટોળાં દરેક દુકાન પર જણાતાં હતાં દૂકાનમાં રોજ પૈસાનો વરસાદ વરસતો હતો પોતાની દુકાને સારો વકરો આવવાની આશાએ આખો બજાર આખીરાત ખુલ્લો મુકવામાં આવ્યો પણ કોઇના માલને લેશ નુકશાન થવા પામ્યુ ન હતું આ સર્વ શી ધમાલ હશે તે કોઇના જાણવામાં આવતુ નહિં કેટલાક વેપારીઓ પોતાની દૂકાને માલ લેવા આવતા માણુસોને પુછતા તો તેઓ ટુંકામાં જણાવતા કે અમો જાણુતા નથી આમ કહેવાનું મુખ્ય કારણુ એ હતું કે પોતાના સરદારનો સખત હુકમ હતો આમ ધમાલ ચાલતાં આખી રાત પસાર થઇ.

બીજી બાજુએ કનકસીંહ પોતાના માણસો સાથે રામપુરથી નીકળ્યા તે વિલાસનગરની નજીક આવ્યો. તપાસ કરવા માટે મોકલેલા પોતાના જાસુસોએ આવી ખબર આપી કે શહેરને કેશરીસીંહે તથા ફંદફસીંહે ઘેરો ઘાલ્યો છે. આથી કનકસીંહ તેમને બોલાવવાં માટે

મોકલ્યા. સીપાઇ બંનેને લઇ ત્યાં આવ્યો પોતાના બનેવીને જોઇ કેશરીસીંહ બોલ્યો. કુમારશ્રી આટલું બધું થયા છતાં આપ આમ બીલકુલ શાંત બેસી રહ્યા છો કનકસીંહને માઠું લાગ્યું પણ ખરૂં હતું કે પોતે કોઇને જણાવ્યું હતું નહી તેથી તે બોલ્યો કેશરીસીંહ તમો વાત જાણો તો આ શબ્દો બોલો નહી. પોતાના બનેવીને આ શબ્દો સાંભળી કેશરીસીંહે કહ્યું તમો નિર્ભય રહો તમારા સર્વ સમાચાર મેં જાણ્યા છે તેથી અમો મદદે આવ્યા છીએ આજે બે દિવસથી અમોએ શહેરને ઘેરો ઘાલ્યો છે ત્યારે શહેરના સમાચાર જાણતા હશો કે આજકાલ શહેરમા શા શા બનાવો બની રહ્યા છે જો કે તે તમારાથી અજાણ્યા છે! પણ તે મેં જાણ્યા છે ને તે માટે તમોને હું કહું તે પ્રમાણે કરો કે તમો હજુ કંઇ પણ બોલ્યા સિવાય ઘેરો કાયમ રાખો ને હું શહેરના પાછળને દરવાજેથી શહેરમાં દાખલ થાઉં છું. નહિ તો તેમણે કરેલી ગોઠવણ પ્રમાણે જો આપણે મુખ્ય દરવાજેથી જઇશું તો એકજ ફેરે આપણા સૈન્યનો અંત આવશે. કંટકસીંહે જણાવ્યું કે તમો જે રસ્તેથી જવા ધારો છો તે રસ્તાઓ બંધ છે માટે કોઇ નવી તજવીજ કરો. આ તરફ આમ ઠરાવ ચાલે છે ત્યારે વિલાસનગરના રાજ મહેલમાં રૂપવતી દાખલ થઇ પોતાની મામીને પોતાના મામા આવ્યાના સમાચાર જણાવી તેમને શહેરમાં દાખલ કરવાનો ઠરાવ માટે કામલતાને પુછવા લાગી પોતાના સ્વામી આમ સંકટમાં સપડાયા છે એમ જાણી કામલતાએ પોતાના સ્વામીને મદદ કર્તા થવા માટે એક યુક્ત શોધી કાઢી તે એ કે પોતે એક નાયીકાનો વેશ લઇ પોતાના વિશ્વાસુ નોકરને તબલચી તથા સારંગી વગાડનાર બનાવી મહેલમાંથી બહાર નીકળી

છળના દરવાજા પાસે થઇ જવા લાગી, આ વખતે જે દરવાજેથી કનકસીંહને દાખલ કરવાનો હતો ત્યાં એક જમાદાર પાંચ સાત સીપાઇઓ સાથે પેરો ભરી રહ્યો હતો તેણે આવી નાયીકા જોઇ બે ઘડી ગાણું સાંભળવા વિચાર કર્યો તેથી તેને બોલાવી કામલતા જેણે અત્યારે નાયકાનો વેશ લીધો હતો તે ત્યાં ગઇ ને પોતાના કંઠથી ગાવાનું શરૂ કર્યું પોતાની સાથે લાવેલી શરાબની શીશીમાંથી શરાબ સર્વેને આપવા લાગી. સરવેએ આમ મફતનો શરાબ મળતો જાણી પીવાય તેટલો પીધો. પછી તેના ઘેનમાં મસ્તાન બનવા લાગ્યા. તે એટલા સુધી મસ્તાન બન્યા કે પોતાના શરીરનું ભાન ભુલી આળોટવા લાગ્યા સરવેને નીશામાં ચકચુર બનેલા જોઇ કામલતાએ દરવાજાની કુંચીઓ લઇ દરવાજો ખુલ્લો કર્યો. ઠરાવ પ્રમાણે કનક-સીંહ ત્યાં ઉભો હતો તે દરવાજો ખુલ્લો થતાં દાખલ થયો પોતાની પ્રાણપ્યારી કામલતાની આ બહાદુરી જોઇ ઘણો હર્ષ પામ્યો ને પોતે શહેરમાં દાખલ થઇ દારૂગોળાવાળી કોટડીને ઘેરી પડયા. પછી મુખ્ય દરવાજો ઉઘાડવામાં આવ્યો આ વખતે તે કોટડીની અંદર કપટકળા એકલીજ હતી કપટસીંહને ખબર પડતાં લશ્કર સાથે આવી પહોચ્યો ભુખ્યા વાઘની માફક ઘણા વખતથી બેસી રહેલા લશ્કરે કપટસીંહના માણસો ઉપર તુટી પડયા ને કપટસીંહ જે ઠેકાણે ચંદ્રરાય ઉભો હતો ત્યાં ગયો. કેશરીસીંહ કેશરીયાં કરતો કપટસીંહના તરફ ધસ્યો. કનકસીંહ સૈન્યના પાછળની બાજુએ ઉભો રહ્યો હતો કારણકે તે જાણતો હતો કે કેશરીસીંહ તથા કંટક કપટસીંહના બધા સૈન્યને સંહારી કેશરીસીંહની મદદે આવ એટલામાં કપટકળા પણ ઘેરી પડેલા સીપાંઇઓ સામે લડતી લડતી કેશરીસીંહના તરફ

આવવા લાગી ને કનકને ખોળતી હતી પણ કનક ત્યાં જણાયો નહિ કેશરીસીંહ લશ્કરને કાપતો મધ્ય ભાગમાં વકરાયલા વાઘ ની માફક ઘુમતો હતો ત્યાં એક સીપાહએ કેશરીસીંહના હાથપર તલવાર ઉગામી તેના હાથને કાપી નાંખવા તલવાર વ્હાવી તે દુર લડતા કંટકસીંહના જોવામાં આવી તેથી તે દોડતો જઇ તલવાર વ્હાવનારની પાછળની બાજુએથી તલવારના એકજ ઝટકાથી તેને જમીનદોસ્ત કર્યો આ બનાવ કેશરીસીંહે જોયો પોતાની મદદે કંટકસીંહ આવ્યો છે તેથી તે નિર્ભય થઇ લડવા લાગ્યો સન્યના મધ્ય ભાગમાં કપટકળાને પોતાના માણસોને સંહારતી જોઇ તેના તરફ તે ધસ્યો બંને સ્હામા સામી આવી ગયા કપટકળાને કપટસીંહે કેદ કરી લીધી પછી તે પ્રેમરાય અને ચંદ્રરાય હતા ત્યાંગયો ત્યાં તેમને પકડી લીધા પછી પોતાના સરદાર કનકસીંહની તરફ ગયો ત્યા કેશરીસીંહ બહાદુરી બતાવતો કપટસીંહની નજીક આવવા લાગ્યો. આ તરફથી કંટકસીંહ પણ કપટસીંહનાં માણસોને સંહારતો કપટસીંહની પાછળ આવી પહેચ્યો બંને બાજુએ પોતે ઘેરાયો છે એમ જાણી કપટસીંહ નાસવા માટે રસ્તો શોધવા લાગ્યો. પણ કેશરીના સપાટામાથી શી રીતે બચાય તે લડતો લડતો પાછળ હઠવા લાગ્યો ને લાગ મળતા તે ત્યાંથી નાઠો પણ કંટકસીંહ જેમ ભુખ્યો વાઘ બકરા ઉપર છલંગ મારી પકડા લે તેમ કપટસીંહને પકડી લીધો. પોતાના સરદારને પકડાયેલો જોયો ને હવે કોઇ મદદ કર્તા રહ્યો નહિ તેથી સર્વે સીપાહઓએ હથીયાર મુકી કનકસીંહનુ શરણુ સ્વીકાર્યું બાદ કપટસીંહને પકડી જ્યાં કનકસીંહ હતો ત્યા લાવ્યા. કનકસીંહે દારૂગોળો ભરેલી ઓરડી ઉપર પોતાના વિશ્વાસુ માણસોનો પેરો

## ૫૪. રાજમહેલનું રમખાણ.

મુકવા કેશરીસીંહને કહ્યું કેશરીસીંહે પોતાનો વિશ્વાસુ સરદાર હિંમતસીંહને મુકયો ને બરાબર સાવચેતી રાખવા સુચના કરી પછી કનકસીંહને મળ્યો. બાદ સર્વેને લઇ તેઓ રાજમહેલ તરફ ચાલ્યા પકડાએલા કેદીઓને કેદખાનામા મોકલી દીધા. તો વાંચકો આપણે તેમને કેદખાનામાં હાલ રહેવા દઇ આગળ જોઇએ કે રામદુર્ગને ઘેરો ઘાલી પડેલો કનક ત્યા શુ કરી અહીં આવ્યો હતો. તે જોયા પછી આપણે આ કેદીઓની શી બીના થાય છે તે તપાસીશું.



# પ્રકરણ ૧૫ મું

# રામપુરનો ઘેરો

ઘેરો પડયો છે શહેરને, સુણી સર્વ ગભરાય છે
તીડાં સમાં બહુ માણસો અહીં શહેરમાં ઉભરાય છે





ગયા પ્રકરણ દસમામાં જણાવ્યા પ્રમાણે કનકસીંહે રામપુરને ઘેરો ઘાલ્યો હતો. ત્રણ દીવસથી શહેરને ઘેરો ઘલાયો છે પણ કંઇ જણાતુ નથી તેથી રામસીંહના પુત્ર રણજીતસીંહે લશ્કરની તયારી કરવા માંડી. પોતાના શહેરને વિલાસનગરના રાજકુમારે ઘેરો ઘાલ્યો છે એટલે રામસીંહની પુત્રી ચંદ્રકળાએ તેને મળી પોતાનો પ્રેમ આપવા વિચાર કરી તે રાતના કનકસીંહની છાવણીમાં ગઇ. ત્યાં જઇ તેણે પ્રથમ કનકસીંહને વિના મહેનતને હું તમને આ દુર્ગ કબજે કરાવું ને સર્વે ને કેદ પકડાવું પણ જો તમે મને તમારો પ્રેમ આપતા હોતો હું આ કાર્ય તમને વિના મુશ્કેલીએ પાર પાડી આપું. કનકે વિચાર્યું કે આમ વિના મહેનતે માણસોની ખુવારી કર્યા વિના કબજો મળી જો રાજા રાણી કેદ થતાં હોય તો શાને માટે હેરાન ગતી વેઠવી. પોતે ખરો ક્ષત્રિ જાયો હતો. કંઇ આવી ચંદ્રકળાની જાળમાં ફસાય તેમ ન હતો પણ પોતાનો કૃત્રિમ

પ્રેમ સોંપી પોતાનું કાર્ય પાર પાડવા હા કહી ને જ્યારે વિલાસનગર જઇશું ત્યા તમારી સાથે લગ્ન કરીશ આવી ખોટી લાલચ આપી પછી ચંદ્રકળાએ કહ્યું આજે રાતના થોડાક માણસો લઇ તમે રાજ મહેલની પાછળની બાજુએ આવી ઉભા રહેશો ત્યાં હું તમને ગુપ્ત રસ્તેથી મહેલમાં દાખલ કરીશ એમ કહી ચાલી ગઇ. તેના ગયા પછી કનકને વિચાર આવ્યો કે કદાચ કપટથી મને પકડવા માટે રામસીંહે આ યુક્તિ કરી નહિ હોય! ભલે ગમે તેમ હશે આપણે કયાં લડવાથી પાછા હઠીએ તેમ છે કે તેમનાથી ડરીશું પણ મારા સાંભળવા પ્રમાણે રણજીતસીંહ એક બાહોશ ને બહાદુર લડવૈયો છે. માટે મારે ખાસ સાવચેતી રાખીને કામ કરવું જોઇએ. રણજીતસીંહ આ વખતે રાજ્યગાદીને અચાનક છાપો ન મારે માટે કેટલાક માણસો સાથે પોતાની દેખરેખ નીચે પેરો ભરતો હતો.

ઠરાવેલા વખતે કનકસીંહ કેટલાક માણસો સાથે મહેલની પાછળની બાજુએ આવ્યો ત્યાં ચંદ્રકળા હાજર રહી હતી તેણે માણસો સાથે કનકસીંહને મહેલમાં દાખલ કર્યો ને જ્યાં પોતાના માતા પિતાના સુવાના ખંડ હતા ત્યાં લઇ ગઇ. આ વખતે રામસીંહ ધાઢ નિદ્રામાં હતો. દગાથી પકડવો કનકસીંહને યોગ્ય નહિ લાગવાથી તેને જાગૃત કર્યો. રામસીંહ જાગી ઉઠયો પોતાનાં શયનગૃહમાં પોતાના શતરૂને ઉભેલો જોઇ બોલી ઉઠયો. કુમાર આમ દગાથી પકડવા માટે આટલા દિવસથી ઘેરો ઘાલ્યો હતો શું લઢવાની હીંમત ન આવી તે આમ અચાનક મને ઘેર્યો. કનકસીંહે તેને કહ્યું અત્યારે એ વાત તમારે કરવાની નથી તમો મારા બંધીવાન થયા છો. લડવાની હીંમત હોય તો હથીયાર ઉઠાવો નહિ તો શરણ થાવ.

તાકાત હસ્તમાં હોય તો, શમશેર પકડો હાથમાં
નહી તો શરણુ થઇ તમ મને ચાલો અમારી સાથમાં
કાયર તણું આ કામ નહી પણ રાજ્યના ધારા ખરા
તેથી જગાડયા આપને, આવ્યો સમય સમજો જરા

માટે તમારી સર્વ બારીઓ તજી દઇ તમારાથી સંગ્રામ ન થતો હોય તો અમારી સાથે ચાલો. આ તરફ રાજમાતા યશોધરાને પકડી લાવ્યા તેમને જોઇ રામસીંહ કોપી ઉઠયો.

શું મહેલમાં આજે બધે, શત્રુતણો બહુ વાસ છે
આ કૃત્ય કોણે આદર્યું, કે શત્રુનો બહુ ત્રાસ છે
મમ પુત્ર રણજીત કયાં ગયો, શું શત્રુને શરણે થયો
ના ના અરે એ વીર છે શું મહેલથી નાશી ગયો

આમ બોલતો રામસીંહે પીસ્તોલનો બાર કર્યો. અવાજો ઉપરા ઉપરી થવા લાગ્યા. કનકસીંહ પીસ્તોલના બાર ચુકાવા લાગ્યો એટલે બંનેએ તલવારના દાવ શરૂ કર્યા. કનક તથા રામસીંહ સામસામી થયા રામસીંહ કનકથી ઉતરે તેમ ન હતો તે કનકને હંફાવા લાગ્યો પણ બહાદુર કનક આથી વધારે ખુશ થવા લાગ્યો. કારણકે પોતાની બાહોશીનો ખરેખરો ઉપયોગ આજ કરવાનો હતો. રામસીંહ કનકની સામે કેશરીની માફક ઝુમી રહ્યો હતો. આ વાતની ખબર રણજીતને પડી તેથી તે કેટલાક માણસો સાથે રાજમહેલ તરફ આવવા નીકળ્યો, અહીં રામસીંહ કનક પર તુટી પડયો ને કનકની ગરદન પર ઘા કરવા જતો હતો ત્યાં કનકના સીપાઇએ ફાંસો નાખી પકડી લીધો જો આ સમય એક સીપાઇએ સાચવ્યો ન હોત તો કનક મરણને

શરણુ થયો હોત. રામસીંહ પકડાયો તે સર્વેને લઇ તેઓ મહેલની બહાર નીકળવા ચાલવા લાગ્યા ત્યાં રણુજીત દોડતો આવી બોલી ઉઠયો.

ઉભા રહો ઓ પાપીઓ જુલમ તમારો છે બહુ
આગળ ભર્યું પગલું જરી તો મર્ણ પામો તમ સહુ
તાકાત તમ એ છે નહી કે જીવતા રહેશો અહીં
રણુજીતના આ કોપથી બચવા તમે પામો નહીં

ઓ પાપીઓ? એટલેજ રહો કહી રણુજીત માણુસો સાથે કનકસીંહની સામે આવ્યો એટલે કનકે કહ્યું.

મરવા અરે ઓ બાળકા, શાને અહીં આવી ગયો
કનક પણુા આ કોપનો ભોગજ અરે આજે થયો
તાકાત તારી છે નહી, કે કનકને તું મારશે
તુજ સરખા કંઇકને પળ મહી કનક સંહારશે

રણુજીતે સામો જવાબ આપ્યો.

સંહાર મારો તું કરે, એ મન મહીં ના આણુતો
રણુજીત તુજને મન થકી, મચ્છર સમો છે જાણુતો
શું સીંહને છંછેડીને, શીયાળવું નાશી જશે
નાના અરે ઓ કનકલું, મુજ કોપનો ભોગજ થશે

માટે ચલાવ તારા હથીઆરને ને જો રણુજીતની તલવારને કે તે તારો પળમાં કેવો નાશ કરે છે. ક્રોધથી પીળો થઇ કનક બોલ્યો કે તારી ચાલાકી રહેવા દે ને બળ હોય તો અહીંજ જંગ થવા દે.

જીભાનની ચાલાકી એ સઉ, બસ હે જાવા તું દે
જો હોય બાહુ બળ ભર્યાં તો આહી જંગ થાવા તું દે

છે કોણ બળીયું એમમાં, પળમાં જણાશે મહેલમાં
કે કોણ ચાલ્યું લઇ તને, મુશ્કેલી વીણ સહેલમાં

એમ કહી રણજીત પર ધસ્યો. રણજીત પણ પોતાના બાપની માફક પાછો હઠે તેમ ન હતો. તે કનકની સામે ઘણીજ બહાદુરીથી લડયો હતો. રણજીતની લડવાની ચાલાકી જોઇ કનક વિસ્મય થયો. પણ કનક એવા રણજીતને નમ્યું આપે તેવો ન હતો. કનક તેને પાછો હડાવતો હઠાવતો છેક રાજમહેલના મેદાનમાં લાવ્યો. રણજીત મરણીઓ થઇ કનક સામો જુજી રહ્યો હતો. રણજીત થાકયો એટલે તેણે પોતાની તલવાર ફેંકી દીધી. આ વખતે કનક તેને પકડી લેત પણ હથીઆર વગરના ક્ષત્રિ કુમારને પકડવો ઠીક નહી લાગવાથી તેણે રણજીતને કહ્યું. રણજીત તારૂં હથીઆર સંભાળ, રણજીતે તલવાર હાથમાં પકડી પાછા પગે હઠવા માંડયુ છેક ઝાડીની નજીક આવ્યો એટલામાં બીજા માણસો મદદે આવી પહોંચ્યા તેથી તેનામાં નવો જુસ્સો આવ્યો ને એક વખત ફરીથી કનકનો સામનો કર્યો. નવીન લશ્કરના નવીન માણુસોના જુસ્સા આગળ કનકના થાકેલા માણસો નાહિંમત બનવા લાગ્યા. તેમને નાહિંમત બનતા જોઇ કનક બોલ્યો.

કાયર થઇ શું નાસતા, ઓ બાળ ક્ષત્રી કુળના,
હીંમત ધરી આગળ વધો, એ શબ્દ સાંભળ્યા શુરના.
યાહોમ કરી તુટી પડો, શત્રુ તણા સંહારને,
યશ પામો સર્વ તમ, કે જશ મળે સરદારને.

## ૧૦૦. રાજમહેલનું રમખાણુ.

આમ શુરના શબ્દો સાંભળી નાસીપાસ થયેલા સીપાઇઓમાં નવો જુસ્સો આવ્યો રણુજીતે વિચાર્યું કે કનક હારી જાય તેમ નથી ને આ વખતે પકડશે તો જીવતો રહેવા દેશે નહિ. માટે તેણે ત્યાંથી નાસવા માંડયું. રણુજીતના નાસી જવાથી સઘળા માણુસોએ શરણુ સ્વીકાર્યું. કનકસીંહે ગાદીને છાપો મારી વિલાસનગર તરફ ચાલવા માંડયું. આ વખતે તેની સાથે રામસીંહ તથા યશોધરા કેદી હતાં ને ચંદ્રકળા પોતાની સાથે હતી તે વિલાસનગર નજીક આવ્યા ત્યારે તેમને ખબર મળ્યાને પછી શું થયું તે આગળના પ્રકરણુમાં જણુાવી ગયા છીએ તો હવે આપણે જેલમાં પડેલાં પાપી પુતળાં કપટકળા તથા કપટસીંહ શું કરે છે તે જોઇએ.



# પ્રકરણ ૧૬ મુ

## કપટસીંહનો કીસ્સો

**નાસી છુટયા છે કેદીઓ તેથી કનક ગુસ્સે થયો**
**શોધવાને કેદીઓ જંગલ મહીં ચાલ્યો ગયો**




યા પ્રકરણ ૧૪ મામાં જણાવ્યા પ્રમાણે કનકસીંહ તથા કેશરીસીંહ તથા કંટકસીંહ જે કેદીઓ રામપુરથી લાવ્યા હતા તે અને આ પાપી પુતળાં કપટકળા તથા કપટસીંહ તથા દીવાનના છોકરાઓ અને એલચીઓને કેદખાનામાં મોકલાવી રાજમહેલમાં ગયા. ત્યાં ગયા પછી કેશરીસીંહ તથા કંટકસીંહ સિવાય ગીરી લઇ પોતાના લસ્કર સાથે કુચ કરી. તેમના ગયાં પછી આખા રાજમહેલમાં ફકત કામલતા તથા રૂપવતી ને ચંદ્રકળા કે જે કૃત્રીમ પ્રેમમાં સપડાઇ હતી તેટલાજ હતા કનકસીંહે પોતાની પ્રિય કામલતાને તેની ચાલાકી માટે ધન્યવાદ આપ્યો. પોતાની હૃદયેશ્વરી સૌંદર્યવતીના કંઇ સમાચાર ન મળવાથી તે ઘણોજ દીલગીર હતો તે કયાં ગઇ હશે તેનો વિચાર કરવા લાગ્યો. તેની તપાસ કરવા માટે પોતે જંગ

એવો વિચાર કરતો હતો ત્યાં કામલતાએ કહ્યું. પ્રાણનાથ ? આપ ચિંતા ન કરો તે જ્યાં હશે ત્યાં દુઃખમાં નહી હોય કારણકે તે શુદ્ધ ક્ષત્રાણી છે.

આ બાજુ આમ વિચાર ચાલે છે ત્યારે બીજી બાજુએ કપટકળા તથા કપટસીંહે જેલ ખાનામાંથી મુકત થવા રસ્તો શોધવા માંડયો. કેદીઓને ખાવાનું આપનાર સીપાઇને તેમણે સમજાવ્યો પણ કોઇ રસ્તે માન્યું નહી ત્યારે કપટસીંહે તેને ઠાર કરી નાસી છૂટયા માટે વિચાર કર્યો. બીજી વખત જ્યારે સરદાર ખાવાનું લઇ આવ્યો એટલે કપટસીંહે તેને બોલાવ્યો ને ઘણી જાતની લાલચો આપી પણ આ નીમકહલાલ નોકર પોતાના માલીકની નોકરી બજાવવામાં તત્પર હતો. તેણે કોઇ રસ્તે માન્યું નહી ત્યારે કપટસીંહે તેને ધમકી આપી પણ તે જરા ડર્યો નહી એટલે કપટસીંહે તેના ઉપર તરપ મારી મારી નાખ્યો. બીચારો નીમકહલાલ નોકર યમપુરમાં ચાલ્યો ગયો. એટલે કપટસીંહ પ્હેરેગીરોનાં હથીઆર લઇ કપટકળા સાથે જંગલને રસ્તો રવાના થયો. તે નાઠો તે વખતે કેટલાક સરદારોને સાથે લેતો ગયો હતો. આમની પાછળ પકડવા માટે જેલરે કેટલાક સીપાઇઓ દોડાવ્યા. બાદ કનકને ખબર આપવા એક માણસ દોડતો રાજમહેલમાં આવ્યો આ વખતે કનક પોતાની રાણી કામલત્તા તથા ભાણેજ રૂપવતી સાથે બનેલા બનાવોનો વિચાર કરતો હતો. ત્યાં નોકરે આવી ખબર આપી કે જેલમાંથી ખાવા આપવા જનાર માણસનું ખુન કરી કપટકળા તથા કપટસીંહ નાસી છુટયા છે. આ સમાચાર સાભળી કનકે કેટલાક માણસો તૈયાર કરવાનું કહ્યું ને પોતાના ખંડમાં ગયો. પોતે તૈયાર થઇ એક માણસને

રતનગઢ તરફ કેશરીસીંહને બોલાવા માટે મોકલ્યો. જાસુસ રવાના થયો બાદ પોતે લશ્કર લઇ જંગલને રસ્તે નીકળ્યો.

કપટસીંહ જેલમાથી નાસી છુટતી વખતે જે માણસો લઇને ગયો હતો તે ત્થા પકડવા થયેલા માણસોને લાલચ આપી પોતાને કબજે કરી લીધા હતા. અત્યારે કપટસીંહ પાસે ઘણા માણસો હતા. કનકસીંહ કપટસીંહને જંગલની ગુફાઓ તથા તળેટીઓ તપાસતો તપાસતો ચાલતો હતો અહીં કેશરીસીંહને ખબર મળતાં પોતાના માણસો સાથે વિલાસનગરમાં આવ્યો. કનકસીંહ ને કપટસીંહની પાછળ ગયા જાણી પોતે તે તરફ જવા તેયારી કરવા લાગ્યો. પણ કામલતાએ તેમ ન કરવા સમજાવ્યું. કારણકે હજુ રાજ ઉપરની આફતો દુર થઇ નથી ને એવા સમયમાં ગાદીના રક્ષક તરીકે કોઇ નથી માટે કોઇ બીજાને મોકલો. એટલે કેસરીસીંહનો સરદાર હિંમતસીંહને કેટલાક માણસોની સરદારી નીચે જંગલ તરફ પ્રયાણ કરવા કહ્યું તે ચાલ્યો ગયો ત્યારે રામપુરની લડાઇમાંથી નાશી છુટેલો રણજીત પોતાના મામા અજીદાગઢના રાજા અજીદાસીંહને મળ્યો. પોતાની બહેનના ઉપર આવેલી આફત ટાળવા માટે તેણે મોટું લશ્કર એકઠું કર્યું ને તેની સરદારી રણજીતસીંહને સોપી વિલાસનગર તરફ રવાના કર્યો.

આ તરફ જંગલમાં નીકળેલો કનક કપટકળાથી કપટસીંહને એક પર્વતની ગુફામાં પડાવ નાખી પડેલાં હતાં ત્યાંથી તેમને શોધી કાઢયાં. બહારના લશ્કરે સ્હામે આવતા લશ્કરને જોવાથી અંદરના માણસોને ખબર આપી કપટકળા તથા કપટસીંહ સામનો કરવા તયાર થયાં કનક નજીક આવી પહોંચ્યો જેમ ભુખ્યો વાઘ

બકરાં પર તુટી પડે તેમ કનકનાં માણસો તુટી પડયાં. કપટકળા તથા કપટસીંહ પણ કનકનાં માણસો પર તુટી પડયા કપટસીંહને પોતાની સામે જોઇ કનક બોલ્યો.

હતી તાકાત તમ તણી તો, શા માટ તમ નાશી છુટયાં
બચવા ઉપાયો શોધતાં, પણ આયુષ્ય તમ અહીયાં ખુટયાં
હજુ ઉપાયો હોય તો, બાકી જરી રાખો નહિ
ના છોડશે આ કનક તમને, એ વાત સહજ મેં કહી

એમ કહી તેમના ઉપર તુટી પડયો કનક અત્યારે પોતાની પુર્ણ બહાદુરી બતાવતો આગળ વધતો જતો હતો. પણ કનક પાસે માણસો બહુ ન હોવાથી તે મનમાં સંકોચાતો હતો કપટસીંહ કનકને પાછો હઠાવા લાગ્યો. બીજી બાજુ કપટકળા પણ કનકના માણસોને સંહારણી આગળ આવતી હતી. આથી કનક તદન નાસીપાસ થતો જાણી કપટસીંહે કનકને કહ્યું.

તાકાત તારી જો હોત તો શા માટ પાછળ નાસતો,
સીંહનો બાળક હશે તે, બોડમાં શું ભાગતો,
આજે તમારૂં પુર્ણ બળ મેં જાણીયું એ કનકસીંહ,
તમને નહિ છોડું હવે, છે કાળ આગળ કપટસીંહ.

આવું ગર્વનું બોલવું સાંભળી ખરો ક્ષત્રીબચ્ચો જેમ કેશરી ગાજી ઉઠે તેમ ગાજી ઉઠયો ને બોલ્યો. એ કાળમુખા કપટસીંહ! તું એમ સમજે છે કે કનકસીંહ તારે તાબે થશે. ના! ના! તે તો તારા જેવાને જમીનદોસ્ત કરશે. તેને બોલતો અટકાવી કપટસીંહે કહ્યું. તારી તે તાકાત જતી રહી છે ને તું થોડાજ સમયમાં કપ-

ટસીંહનો કેદી થશે માટે વાર ન કર ને હથીયાર સોંપી શરણ થા. આ શબ્દો હીંમતસીંહે સાંભળ્યા તે બોલ્યો.

ઉભો રહે શીયળ તું શું સીંહને સપડાવશે,
મરતાં અરે એ સીંહ બાળક, તુજ પ્રાણને રખડાવશે,
કાયર નથી એ તુજ સમા, કે તારે શરણે થશે,
હિંમત તણા આ કોપથી તુજ પ્રાણ પળમાંહી જશે.

માટે તૈયાર થા. એ નરાધમ! એક રાજકુમારને આવા અધમ વાક્યો સંભળાવનાર તારૂં આવી બન્યું સમજજે. નવીન મદદ આવવાથી કનકને હિંમત આવી ને તેણે બહાદુરીથી લડી કપટકળા તથા કપટસીંહને પકડી લીધાં ને વીલાસનગર તરફ જવા માટે સર્વેને લઇ તે નીકળ્યો.

આ તરફ રણજીત પોતાના લશ્કર સાથે વિલાસનગરને ઘેરી પડયો. કેશરીસીંહે આ સમાચાર જાણ્યા એટલે તે પોતાની પાસે લશ્કર હતું તે લઇ રણજીતની સામે થયો રણજીત ને કેશરી બંને એકજ ઠેકાણે કવાયત શીખ્યા હોવાથી રણજીતે કેશરીસીંહને વિચાર કર્યો કે અહીં કેશરીસીંહ કેમ સરદારી લઇ આવ્યા હશે ગમે તેમ હશે બંને સામસામી જુજી પડયા કેશરીસીંહ હજારોને સંહારનો રણજીતના સૈન્યમાં ધસ્યો તેવીજ રીતે રણજીત પણ કરવા લાગ્યો કેશરીસીંહ પાસે થોડાં માણસો હતા. તે વાત કામલતા તથા રૂપવતી જાણતા હતા એટલે તેમણે સર્વ ક્ષત્રાણીયોને હથીઆર આપી તૈયાર કરી દુર્ગની નજીક લાવી ઉભી રાખી કામલતાએ આ સૈન્યની સરદારી લીધી હતી ને મધ્ય ભાગમાં રૂપવતી હતી. કેશરી-

૧૦૬. રાજમહેલનું રમખાણુ.

સીંહ મરણીયો થઇ લડતો હતો. રણજીતનાં અસંખ્ય માણસ મરાયાં છતાં તેના લશ્કરમાં કમી થયેલો ભાગ જણાતો ન હતો. બહાર તીમીલ યુદ્ધ ચાલતું હતું. ત્યારે ક્ષત્રાણીઓ પોતે ચંડીકારૂપ ધારણ કરી શતરૂને સંહારવા તૈયાર હતી. લશ્કર શહેરમાં પેઠું ક્ષત્રાણીયો કેશરીયાં કરવા લાગી ઘોર યુદ્ધની શરૂઆત થઇ ક્ષત્રાણીયોએ કેટલાક યોદ્ધાઓનો સંહાર કર્યો. એટલામાં કનકસીંહ આવી પહોંચ્યો આ સ્થિતી જોઇ તે પણ પાછળથી મારો ચલાવતો આગળ ધસ્યો કનકસીંહ આવ્યાના સમાચાર જાણી રણજીત લશ્કર લઇ નાસવા લાગ્યો તેને કેશરીસીંહ પાછળ પડી દુર સુધી મુકી આવ્યો. તો તેને જવા દઇ આપણે કનકને રાજ્યાભીષેક કરી કેદીઓને તપાસીયે કે ન્યાય કેવો આપે છે.



## પ્રકરણ ૧૭ મું

# રાજ્યાભિષેક

**આનંદ આજે હર્ષનો રાજ્યાભિષેક છે કનકને**
**આખર તર્યું જે સત્ય તે છે વિજય આજે કનકનો**





પ્રિય પાઠક હવે આપણે કનકને રાજ્યગાદીના ખરા વારસ તરીકે માની તેને રાજ્યાભિષેક કેવો કરે છે તે જોઇએ. આજે સવારમાં સુર્ય ભગવાન પણ જેમ કનકના રાજ્યાભિષેકનો આનંદ માનતા હોય તેમ પૂર્ણ પ્રકાશમાન થયા હતા. શહેરમાં સઘળે ઠેકાણે ધ્વજ પતાકાઓ લગાવી શુભ અક્ષરોથી આશીર્વાદ આપેલો હતો. ખુશાલીમાં નિશાળો બંધ કરી મહેતાજીઓ પોતાની સ્કુલના વિદ્યાર્થીઓને સારાં લુગડાં પહેરી મંગાવી વધાઇ આપવા તત્પર થઇ રહ્યા હતા. દરબારમાં જતા અમલદારો આજે પોતાના ઓદ્ધાઓ વધશે ને સારો શીરપાવ મળશે એમ જાણી આનંદથી જતા હતા. આજે દરબારગઢને ઇંદ્રભવન સમ બનાવવામાં આવ્યો હતો. રાજ્યાભિષેકની સર્વ સામગ્રી તૈયાર

રાખવામાં આવી હતી. વખત થતાં રાજગોર આવી પહોંચ્યા પછી કાર્યની શરૂઆત કરવામાં આવી. રાજ્યનો દંડ કનકસીંહના હાથમાં આપવામાં આવ્યો પછી ગાદી ઉપર બેસવા રાજગોરે આજ્ઞા કરી. કનકસીંહે રાજ્યગાદીને બીજા ખંડમાં ગોઠવાવી તે પર પોતે બેઠો. સર્વેએ મળી ઘણા હર્ષથી આનંદ દર્શાવ્યો. તેવીજ રીતે કનકસીંહે આભાર માન્યો. પછી પાંચ વર્ષની અંદરની શીક્ષા થએલા કેદીઓને મુક્ત કરવા માટે હુકમ નીકળ્યો. હુકમ થતાંજ તેવી શીક્ષા થએલા કેદીઓને મુકત કર્યા સર્વે કેદીઓએ પોતાનો છુટકારો જલદી થયો તેથી આનંદથી આવી પ્રણામ કરી ચાલતા થયા. બાદ અમલદારોને યોગ્ય શીરપાવ આપવામાં આવ્યા. આ સર્વ થઈ રહ્યા પછી નાયકાઓના નાચની શરૂઆત થઇ તેમની કળાકૌશલ્યને સામાના મનને હરણુ કરવાની તેમની ચાલાકી જોઇ કનકસીંહ ઘણો ખુશ થયો ને તેમને ઇનામ આપી વિદાય કરી. પછી સ્વારી રાજમહેલથી નીકળી આખા શહેરમાં આજે માણુસો તીડાંની માફક ઉભરાતાં હતાં. નીશાળના છોકરાઓને બરફીના પડીઆ વહેંચવામાં આવ્યા, સર્વ ઠેકાણે સલામી લઇ સ્વારી રાજમહેલમાં આવી પહોંચી આજે સર્વ કોઇને આનંદ થતો હતો. પણ કનકસીંહને પોતાની પ્રાણુપ્યારી સૌંદર્યવતીનો તપાસ કરવાનો હોવાથી મુખપર શોકની છાયા જણાતી હતી. આવી સ્થિતિમાં પણ ખરો ક્ષાત્ર પોતાના ધર્મને ન ત્યજતાં પોતાના કાર્યમાં કુશળ રહેતો હતો. ત્હેણે કેદીઓને રાજ્યાસન નજીક લાવવા માટે હુકમ કર્યો સર્વ કેદીઓ હાજર થયા. એટલે ચતુરસીંહ દીવાને પ્રથમ પોતાના યુગોનો ન્યાય કરવા વિનતી કરી ચતુર કનકસીંહ પોતાના હાથે ન્યાય અન્યાય થાય ન દિવાનને બોલ્લુ ન લાગે માટે

તેમને પોતાને તે ન્યાય આપવા માટે કહ્યું. તે દિવાને કબુલ કર્યું.

હિવાને પોતાના પાપી પુત્રોને લાવવા માટે સીપાઇને હુકમ કર્યો. બંને છોકરાઓને પીંજરામાં ઉભા રાખ્યા. છોકરાઓ પોતે ખોટું કાર્ય કર્યું છે ને તેની શી શીક્ષા થસે તે તથા રૂપવતી એ પ્રથમ કહેલું તે માટે વિચાર કરતો ચંદ્રરાય નીચું જોઇ રહયો. આથી ચતુરસીંહે ગુસ્સે થઇ કહ્યું. કુલાંગાર! ધીક્કાર છે તમને કે તમો તમારા પીતાની આબરૂપર પાણી ફેરવવા બેઠા. શું તમો જાણુતા નથી કે તમારો આ પીતા ન્યાયથી બાપને પણ શીક્ષા કરવા માટે ચુકે તેમ નથી. તમો આટલું જાણુતા છતાં આવી અ-નીતીનાં પગલાં ભર્યાં તેથી તમને એવડી શીક્ષા થવી જોઇએ હું જ્યારે મારી આબરૂને માટે મરી રહું છું ત્યારે તમો મારા કુળને બાળી ખાખ કરનાર અંગારા પેદા થયા. તમારાં શામમુખ લઇ અહીં આવતા પહેલાંજ જો તમે તમારા હાથે મરણ પામ્યા હોત તો તમારાં મુખ મારે જોવાં ન પડત. જાવ દુષ્ટ પુત્રો તમને તો એવી શીક્ષા કરૂં છું કે જેથી દુનિયાના બીજા પુત્રો તમારા જેવાં કાર્યો કરતાં અટકે એમ કહી તેમને મોતને મોચડે લઇ જવા માટે હૂકમ કર્યો. આ હુકમ સાંભળી જે દરબારમાં રૂપવતી બેઠી હતી તેણુ પોતાના પ્રીયને બચાવા માટે આપેલું વચન લેવા માટે જવા વિચાર કરતી ઉઠીને પોતાનો પહેલાંનાં લુગડાં પહેરી દોડતી સબુર! સબુર! ના પોકાર કરતી આવી પહોંચી. આમ એક બાળકને દોડતો આવતો જોઇ સર્વ કોઇ તેના તરફ જોવા લાગ્યા તે બાળકે આવી દીવાનને હાથ જોડી કહ્યું. દીવાનજી! આપે તે દિવસે આપેલા વચનની યાદ કરો. જો તે વચન સત્ય હોય તો તે મને અત્યારે આપો ને ન આપવું

હોય તો ના કહો. મારૂં આપેલું વચન ફેરવાય કેમ? આપવું તો પડેજ બાળક! તું એક ઘડી પછી તારે જે માગવું હોય તે માગ હાલ આ મારા દુષ્ટ પુત્રોને શીક્ષા થવા દે. બાળકે તે સાંભળી કહ્યું ? કે જો આપ આપવાજ માગતા હોતો અત્યારેજ આપો! બાળકની હઠ જોઇ દિવાને માગવા માટે કહયું એટલે બાળકે મોટાને મોચડે ઉભા રાખેલા તમારા પુત્રોને મુકત કરો એમ કહયું સર્વ કોઇ અજાયબ થયા કે આમ અણીના વખતે આવી છોડાવનાર કોણ હશે તે જાણવા ઉત્સાહીક બન્યા. કનકસીંહ આવી પરોપકારી વૃત્તી જોઇ બોલ્યા.

છે કોણ બાળક તું વળી કે માર્ગ ઉપકારી ધર્યો
સાચું જણાવી દે હવે ઉપકાર અમ પર તેં કર્યો
છે ધન્ય તારી માતને, કે પુત્ર રત્ન તું મળ્યો
કહી દે ખરૂં જે હોય તે, શા માટ પંથ આ આદર્યો

આ સાંભળી બાળકના વેષે આવેલી રૂપવતી બોલી.

થાઓ અધીરા ના તમે, હું તો સગો છું તમ ઠર્યો
મમ પ્રેમ માટે આ બધો, રસ્તો હતો મેં આદર્યો
સામે ઉભી માતા વળી, જે કપટી ખરી દેખાય છે
મામા જુઓ સામે ઉભી, શું ભાણેજ આ ઓળખાય છે

એમ કહી બુરખો અલગ કર્યો ત્યાં તો પોતાના ભાણેજને જોઇ કનક ખુશી થયો પણ કપટકળાને આગ સળગી ઉઠી કે હાય ? પુત્રી મારૂં સર્વસ્વ નાશ તેંજ કર્યું પણ શું કરે. છોકરાઓને મુક્ત કર્યા પછી બીજા કેદીઓ કે જે રામપુરથી પકડી લાવ્યા હતા તેમને લાવવા હુકમ કર્યો તેઓ હાજર થયા એટલે કનકસીંહ બોલ્યો.

રામસીંહ ! બોલો તમે, શી રીત હાવે શું કરૂં
કઇ રીતથી વર્તું હવે, ના અન્યાય ડગલું હું ભરૂં.
માનો તમે મનથી ખરૂં કે દરબાર આ છે જનકનો
અન્યાય દીન કો આપું નહિ, સિદ્ધાન્ત છે એ કનકનો.

આમ બોલતો તે રાજ્યાસન ઉપર બેસવા માટે ચાલ્યો એટલે રામસીંહે કહ્યું.

ન્યાયી તમે જો હો ખરા તો સીંહાસન શું ચઢી બેઠા
ખરો જો ન્યાય કરવો છે, તો તમે ઉતરો અહીં હેઠા.
ક્યાંથી કેદ કરીયો છે, તેની છુટ આપું છું
આપણુ બંને ગણું અહીંઆં હું બસ યુદ્ધ માગું છું.

તે એવી શરતે કે આપણા યુદ્ધમાં કોઇ આડે આવે નહિ ને તેમાં જે જીતે તેજ ખરો ગણાય ! આવું ગર્વનું બોલવું સાંભળી કનકસીંહે હુકમ કર્યો કે અમારા યુદ્ધમાં તમારે કોઇએ હાથ ઘાલવો નહિ આ હુકમ અઘટીત થાય છે એમ દીવાને સમજાવ્યું પણ કેશરી બાળકે તે માન્યું નહિ ને યુદ્ધ કરવા તૈયાર થયો. બંનેએ સામસામી તલવારના દાવ શરૂ કર્યા. કનક બહાદુરીથી રામસીંહની સ્હામે ટકી રહયો. તેની ચાલાકી જોઇ રામસીંહ આશ્ચર્ય પામ્યો. પણ એક બાળક સમજી રામસીંહ તેને લઢાવતો હતો. રામસીંહ ધારે તો તેને પુરો કરે એટલો તે બહાદુર હતે આમ ઘણો વખત ચાલ્યું પછી રામસીંહે તેની નજર ચુકાવી કનકની ગરદન પર તલવારનો ઘા કરવા તલવાર ફેંકી પણ પાસે ઉભેલા સીપાઇએ તેમના જાન બચાવા માટે તલવારના એકજ ઝટ-

કાથી તેના હાથને છુટો કર્યો. આ કૃત્ય જોઇ કનકસીંહે ક્રોધે ભરાઇ બોલ્યો.

> કરો ધડથી અલગ મસ્તક, હુકમ શા માટ ઉથાપ્યો
> અમો બંને હતા લડતા, શા માટ હાથ એ કાપ્યો
> હણાયો હોત જો લડતાં, તો મરતે કેશરી હાથે
> પડી નાહક અધર્મી તું, બોલ્યું મોત તેં માથે

હુકમ થતાંજ ભલા સરદારના પ્રાણ પરલોક પહોંચી જાત પણ રામસીંહ તેમ કરવા ના કહયું. પછી તેમને સારવાર માટે મોકલી દીધા. તો આપણે ચાલો બાકી રહેલા કેદીઓને બીજી વખત જોઃશું પણ હાલ પોતાની પ્રાણ પ્યારીને શોધવા જવા માટે જતાં કેટલાં સંકટો આવી પડે છે.



## પ્રકરણ ૧૮ મું

# શોધમાં સંકટ

**માનવી મનથી આદરે, કીરતાર ત્યાં ન્યારૂં કરે**
**અનુસરી ના તે ચાલતાં, વીણુ મોતથી પોતે મરે**




આજે સૌદર્યરતીની શોધ માટે કનક તૈયાર થયો હતો ત્યાં ચંદ્રકળા આવી પહોંચી ને પોતાને આપેલા વચનની યાદી દેવડાવી. કનકસીંહે પોતાની નાખુશી બતાવી આથી ચંદ્રકળા ગુસ્સે થઇને પોતાને નીરાશા ઉત્પન કરનારની પાસેથી વેર લેવા માટે વિચાર કર્યો. પણ પ્રથમ તેણે કનકસીંહને જવા દીધો. કનક પોતે જંગલમાં તપાસ કરી એકાદ દીવસમાં પાછો આવવાનો હોવાથી ચતુરસીંહને સર્વ કારભાર સોંપી ગયો હતો. તે જંગલમાં સઘળે ઠેકાણે ગુફાઓ તથા તળેટીઓ તપાસતો ફરતો હતો ત્યાં તેને એક તળાવ ઉપર પર્ણકુટી જણાઇ તેથી તે તે તરફ જવા લાગ્યો તે નજીક પહોંચ્યો તો એક યોગી જેવા જણાતા માણસને જોયા તથા તે તમને પુછવા લાગ્યો. યોગેશ્વર આપ ઘણા વખતના તપશ્ચર્યા કરતા હો તેવા મહાન તપધારી

જણાવો છો. આપની પાસે હું મહાન આશા ધારી આવ્યો છું. પોતાની સન્મુખ પોતાના સાળાને ઉભેલો જોઇ યોગી વેશે બહાદુરસીંહ હતો તેણે કહ્યું. કેમ ? તમો એક રાજાના પુત્ર છો ને તમો મારી પાસે તમારી હૃદયેશ્વરીનો પત્તો મેળવવા માટે આવ્યા છો. તે તમોને મળશે પણ હાલ નહી મળે. હજુ બીજું તમને જણાવું છું કે તમારા ઉપર હજી એક આફત છે તે થોડાજ વખતમાં પડશે. આમ વાત કરે છે. ત્યાં પાસેની પર્ણકુટીમાંથી યોગીની સ્વરૂપે સૌંદર્યવતી આવી પોતાના સ્વામી કનકને જોતાંજ તે તેને ભેટવા માટે જવા વિચાર કર્યો પણ યોગીએ તેમ ન કરવા માટે ઇશારત કરી. યોગી-નીને જોઇ કનકસીંહે કહ્યું. આપની વિભુતી પણ મહાન જ્ઞાનેશ્વરી જણાય છે. આ સાંભળી યોગીએ કહ્યું. કુમાર ? તે વિભુતી નહિ પણ મારી ભગીની સમાન દેવી છે તેમના પ્રત્યે મારો પુજ્ય ભાવ છે. કનકસીંહને શંકા પડવાથી પુછયું. ક્ષમા કરજો ગુરૂરાજ ? શું આપનાં આ સગાં ભગીની થાય છે કે કોઇ જંગલમાં ફરતી વન-વિહારીણી યોગીનીના વેષારામાં સમાયેલ છે આમ બોલી તે વિચારવા લાગ્યો કે કદાચ મારી હૃદયેશ્વરી તો ન હોય એમ શંકા થવાથી તેણે ઉપરના શબ્દો યોગીને કહ્યા હતા આમ વિચારમાં પડેલો કુમાર કંઇ નિર્ણય કરી ન શકયો પણ ચતુર યોગીની સમજી ગઇ ને કહ્યું. કુમારશ્રી તમો મારે માટે તમારી હૃદયેશ્વરીના વિચાર ધરાવો છો પણ તમો ભુલ ખાઓ છો તમારી હૃદયેશ્વરી જો કે તમોને મળશે ને તે જ્યારે તમોને મળે ત્યારે નાશાની તરીકે કંઇ આપજો. આમ અહીં વાર્તાવિનોદ કરતાં રાત્રી સમય થયો સર્વે

માણસોએ ત્યાંજ મુકામ નાખ્યો ને ઇશ્વરભજનમાં રાત્રી પ્રસાર કરવા વિચાર કર્યો તો તેમને ત્યાંજ રહેવા દો.

આ તરફ વિલાસનગરમાં આજે મહાન કાર્ય થવાનું હતું તે એજ કે નીરાશ થયેલી ચંદ્રકળા પોતાનો અગ્ની કનકનું અહીત કરી હોલવવા માગતી હતી.

મદથી ભરાઇ કનક શું હસ્તી, બની બેઠો અરે ?
મચ્છર બનીને દાઝ લઉં, માથું પછાડી તું મરે ?
તું ના હજી પીછાણતો, આ ચંદ્રકળાના ખેલને
મુકત કરૂં બસ જેલથી, આજે અરે મુજ બેનને

આમ બોલતી તેણે આજે જેલમાંથી કપટકળા તથા કપટસીંહને મળી તેમને મુકત કરવા વિચાર કર્યો. રાત્રીનો સમય નજીક આવ્યો સર્વ શુન્યકાર જણાવા લાગ્યું એટલે ચંદ્રકળાએ જેલના રસ્તે પ્રયાણ કર્યું. તે દરવાજા નજીક આવી આ વખતે દરવાજા પર સીપાઇ પેરો ભરતો હતો તેને સ્હમજાવ્યું કે જાવ હું અત્યારે ઉઠી તે વખતે મહેલના પાછળના ભાગમા કોઇ હરામખોરો કંઇ વાતચીત કરતા જણાયા મેં ચાર માણસને મોકલ્યા છે પણ તેમનાથી પકડી શકાય તેમ નથી માટે તમારી મદદની જરૂર જેવું હોવાથી તમને મોકલવા માટે આવી સીપાઇએ પોતાના શાનસથી જેવું તો કનકે જેને રામપુરથી પોતાની પ્રાણેશ્વરી બનાવા માટે લાવ્યો હતો તેને જોતાંજ તેના હુકમને માન આપી સીપાઇ ચાલ્યો ગયો. તે ગયો એટલે ચંદ્રકળાએ કપટકળાને બોલાવી કહ્યું. જુઆે હું તમને અહીંથી મુકત કરૂં પણ ફરીથી ન પકડાવ ને કદાચ પકડાવ તો મને અડચણ

ન કરો તો ને મારૂં વેર વાળવા બંધાતાં હો તો હું તમને મુક્ત કરૂં. પોતાને આમ અણધારી મદદ મળતી જોઇ કપટકળાએ કબુલ કર્યું એટલે તેણે દરવાજા પરથી કુંચીઓનું ઝુમખુ લાવી ઉઘાડી તેમને વિદાય કર્યા. પછી પોતે ત્યાંથી ચાલી ગઇ. આ સઘળું જે પોપટે કપટકળાનું પોગળ ફોડયું હતું તેજ પોપટ આજે અત્યારે અહીં છુપાઇને જોયા કરતો હતો. કારણ કે તે પોપટને કનક પોતાના ખંડમાં રાખતો હતો ને કનકના ગયા પછી ચંદ્રકળા તેજ ખંડમાં સુવા જતી હતી એટલે પોપટ તેના નીકળ્યા પછી પોતે ચાલ્યો હતો. પોપટને કનક પીંજરામાં રાખતો ન હતો કારણ કે ચાલાક પોપટ રાજમહેલમાં થતી વાતચીત સાંભળી લાવી કનકને જણાવતો હતો માટેજ પોતે એક સોનાની લાકડી કરી પોપટ તે પર બેસી શકે તેવી બેઠક કરી હતી. કપટકળા તથા કપટસીંહ જેલમાથી જતી વખત એક એક તલવાર તથા તમંચો ને થોડાં કારતુસ લેતાં ગયાં હતાં. ચંદ્રકળા પોતાના શયનગૃહમાં દાખલ થઇ તે પહેલા પોપટ પોતાની જગ્યાએ બેઠો હતો. તેણે ચંદ્રકળાને કહ્યું કે તમો આટલી રાતે કયાં ગયાં હતાં તો ચંદ્રકળાએ તેને કામ માટે કહી સમજાવ્યો પોતે જાણતો હતો પણ જો અત્યારે કંઇ કહે તો પોતાના મોતની વખત આવે માટે બહૂ સારૂં કહી પોતે બંધ પડયો.

આ તરફ ચોરને શોધવા જનાર સીપાઇ બધે ફરી થાકયો પણ કંઇ જણાયો નહિ તેથી તે પોતાના પેરાપર પાછો આવ્યો ને તાળું તપાસ્યું તો બરોબર હતું પણ કેદીઓને જોયા નહિ ને તેને શંકા પડે તેમ હતું નહિ કારણ કે જેલ તોડીને નાશે તો બારણાં

પણ જેમનાં તેમ હતાં. પણ બા સાહેબ કેમ ચાલ્યાં ગયાં હશે તે વિચાર તેના મન ઉપર આવ્યો પણ તે મોટાં ખરાં તેથી ખબર આપી ગયાં હશે ? આમ વિચાર કરતો બીડી સળગાવી તેના ગોટામાં ગુલતાન બનવા લાગ્યો ને બીડીનાં વખાણ કરતો રાત્રિ વિતાવવા લાગ્યો.

બીડી ખરે તું છે ખરી, મન મનુષ્યનાં તું ભમાવતી
તુજને પીધા વિણ પીનારને, ના લેશ અકલ આવતી

તુજથી થતા પેદા વળી, ધુમા મહીં ગોટાળો છે
પીતા નથી તુજને કદી, તે કેફ છે શું લાળો છે.

આમ પોતાના મનથી બોલતો બીડી તાણતો જતો હતો. ત્યાં ચાર વાગ્યાની નોબત થઇ ત્યાં બીડી નાખી દઇ પોતાના કામ પર ધ્યાન લગાવી બેઠો, પણ તેને જરા આજે ચેન પડયું નહિ. કોણ જાણે કે શાથી આજ એને આમ થયું હશે. તે વિચાર કરવા લાગ્યો પાછું ફરીથી બીજી બીડી સળગાવી, હાથમાં ફાનસ લઇ ફરવા લાગ્યો ફરતાં ફરતાં તેની નજર હથીઆર પર પડી તો પોતાની તલવાર તથા તમંચો ને કાર્તુસની ડબી ન જણાઇ. તેથી તેણે વિચાર્યું કે બા સાહેબ લઇ ગયાં હશે. એમ ધારી તે બેઠો. થોડોક વખત થયો એટલે સવાર થવાને થોડાવાર હતી ત્યાં બીજો પેરાવાળો નોકરી પર આવ્યો તેને સોંપી પોતે નિંદ્રા દેવીને શરણે જવા માટે કંઇ ભાંજગડ ન કરતા ત્યાંથી ચાલવા માંડયું. બીજો પહેરીગર પેરો ભરતો ત્યાંજ ઉભો રહ્યો.

## ૧૧૮. રાજમહેલનું રમખાણુ.

આ તરફ ઇશ્વર ભજનમાં રાત્રી વ્યતીત કરી રહેલો કનક યોગીનીના મુખનાં ભજન સાંભળી વિસ્મય થવા લાગ્યો ને વિચારવા લાગ્યો કે ખરેખર? મારી હૃદયેશ્વરીના જેવો અવાજ કોમળ છે પણુ હવે મારાથી શી રીતે પુછાય આમ તર્ક ઉપર તર્ક કરતો કનક નીંદ્રાદેવીને શરણુ થયો તે ત્યાં ને ત્યાંજ સુતો એટલે બીજાં માણુસો પણુ ત્યાંજ સુઇ ગયાં એટલે યોગીની તથા યોગીએ ત્યાંથી થોડેક છેટે કોઇને ખબર ન પડે તેવી ગુફામાં પ્રવેશ કરી છુપાઇ ગયાં. કનકને નિંદ્રામાં સ્વપ્નું આવ્યું કે પોતાની પ્રાણુપ્યારી પોતાની પાસે છે ને તે તેને ઓળખી શકતો નથી તે ઉઠી ઉભી થઇ ચાલવા લાગી એટલે તેને પકડવા માટે ઉંઘમાં ને ઉંઘમાં ઉભો થયો તો શુન્યકાર જણુાયું અરે! આ તે સ્વપ્ન કે સત્ય હશે યોગી કયાં? યોગીની કયાં? શું સર્વ અદ્રશ્ય થયાં આમ વિચાર કરતો સઘળે તપાસ કરવા લાગ્યો પણુ પત્તો લાગ્યો નહિ. આમ કરતાં સવાર થઇ પણુ કંઇ ન જણુાવાથી પોતાના નગર તરફ પ્રયાણુ કરવા માટે હુકમ કર્યો સર્વેએ સવાર થતાંમાં ચાલવા માંડયું. આ તરફ નવીન પેરો ભરનાર સીપાઇ સવારમાં જે રૂમમાં કપટકળા તથા કપટસીંહ કેદ હતાં ત્યાં કોઇને ન જોવાથી ગભરાયો શું તેઓ નાશી ગયાં કે પેલા સીપાઇએ નસાડી મને મોતના મુખમાં હોમ્યો. આમ વિચારો પર વિચારો કરતો દિવાનને ખબર આપવા માટે ગયો. આ વખતે દીવાન પરવારી દરબાર તરફજ નવ જુની તપાસવા માટે નીકળવાની તૈયારી કરતા હતા ત્યા સીપાઇએ ખબર આપી કે કપટકળા તથા કપટસીંહ જેલમાં નથી. આથી ચતુરસીંહ વિચારમાં પડયા ને તેમની તપાસ કરવા માટે જેલખાના

તરફ ગયા. ત્યારે જંગલમાંથી નીકળેલો કનક માણસો સાથે રાજ મહેલમાં આવ્યો એટલે કામલતા તથા રૂપવતી અને ચંદ્રકળા સર્વેએ પત્તો મળ્યાનું પુછવા માંડયું. કનકસીંહ બનેલી વાત કહેવા માટે તૈયારીમાં હતો ત્યાં તપાસ કરવા નીકળેલ દીવાન ત્યાં આવી પહોંચ્યા ને ખબર આપી કે શોધ કરવા જતાં કુમારશ્રી સંકટમાં આવી પડયા ને કપટકળા તથા કપટસીંહ જેલમાંથી નાશી છુટયા. આ સમાચાર સાંભળી પેરાવાળાને બોલાવી મંગાવ્યા. બંને ત્યાં હાજર થયા એટલે તેમને કહ્યું ખરૂં કહો નહી તો જાન ગુમાવશો. કેદી કયાં છે? પણ કોઇએ જવાબ ન આપ્યો એટલે ગુસ્સે થઇ હુકમ કર્યો જાવ તેમના શીરચ્છેદ કરો? આ હુકમ સાંભળી બંને ગભરાયા ને તેમનાં શીરચ્છેદ ન કરવા વિનવવા લાગ્યા. હમારી ખરી વીગત જરા કુમારશ્રી સાંભળો ને પછી હુકમ કરો હું પેરા પર હતો ત્યાં આ ચંદ્રકળા બા આવ્યાં ને મને ચોરની તપાસ કરવા મોકલ્યો હું તપાસ કરવા માટે ગયો પણ ત્યાં કંઇ ન હોવાથી પાછો આવ્યો ત્યારે ત્યાં તે હાજર ન હતાં મેં તાળુ તપાસી જોયું તો બરાબર હતું પછી મારો વખત થયાથી આ સીપાઇને સોંપી ચાલતો થયો પછી શું બન્યું તે હું જાણતો નથી બીજાએ પણ નિર્દોષ હોવાનું જણાયું આમ પુછપાછ ચલતી હતી ત્યા ચંદ્રકળાએ જાણ્યું કે હવે આપદા ઉપર આવશે માટે ચાલી નાકળવામાજ સાર સમજી ઉઠી ચાલવા માંડયું ત્યાં ગેબી અવાજ પોતાના પોપટના સંભળાયો. પકડો કૃતઘ્ન કામી ચંદ્રકળાને કે જેણે જેલરને ધાપ મારી કેદીઓ નસાડયા છે આ સાંભળી તેને પકડવા સીપાઇને હુકમ કર્યો ચંદ્રકળા પોતે નીર્દોષ હોવાના બહુ બહુ કીસ્સાઓ અજમાવ્યા પણ કનકસીંહ પોતે જે

૧૨૦. રાજમહેલનું રમખાણ.

પોપટને કદી ખોટું બોલતાં સાંભળ્યો કે સુણ્યો ન હતો તેની વાત કેમ ન માને એટલામાં પોપટ આવ્યો ને બનેલી સર્વ બીના કહી સંભળાવી પછી ચંદ્રકળાને જેલખાનામાં પુરવા માટે હુંકમ કર્યો ને સીપાઇઓને છુટા કર્યા તેઓ ચંદ્રકળાને લઇ જેલ તરફ ગયા તો આપણે પણ ચાલો ને ઘણા વખતના પડી રહેલા શત્રુ રણજીતને તપાસીયે કે તે હવે નવું શું કરે છે.



# પ્રકરણ ૧૯ મું

## કપટકળાનો કીસ્સો

**પાપી જન મનથી કહી, ના પાપને પોતે તજે**
**હરદમ વીચારો પાપના, તે પાપને હરદમ ભજે.**

કપટકળા તથા કપટસીંહ બંને જણાં જેલમાંથી નાઠા પછી તેમણે રણજીતને મળી તેને લઈ વિલાસનગર પર ચઢી આવવાની તદબીર રચી. પણ રણજીત ક્યાં હશે તેની તેમને ખબર ન હતી, કારણકે લઢાઇમાંથી રણજીત નાસી છુટયો હતો. પણ તે તેના મામા અજીતગઢના રાજા અજીતસીંહ પાસે ગયો હશે ધારી તેમણે અજીતગઢ જવાનો વિચાર કર્યો. ને અજીતગઢ જવા માટે ચાલવા માંડ્યું રસ્તામાં તેમણે એક માણસને અજીતગઢ જઇ ખબર આપવા માટે મોટી લાલચ આપી તેને પોતાની સાથે લીધો તે કોઇ નહિ પણ બહારવટીઆનો સરદાર ભેમલો હતો. તેણે અજીતગઢ જવા માટે હા કહ્યું ને ખબર લઇ હું આવું ત્યાં સુધી તમો આ ગુફામાં રહેજો કહી તે ચાલ્યો તેને એક કાગળ લખી રણજીતને આપ્યો. તે કાગળમાં શું લખ્યું હતું તે વાંચક આગળ જણાશે પણ હાલ આપણે આ જંગલમાં રહી શું કરે છે તે જોઇએ

## ૧૨૨. રાજમહેલનું રમખાણ.

ભીમલો પોતાના માણસોને આ આપણા અનદાતા છે એમ સમજાવી ગયો હતો એટલે સૌ કોઇ આ બંને પાપી પુતળાંને માનની દૃષ્ટિયે જોતા હતા. કપટકળાએ સર્વ માણસોને પોતાની મોહ જાળમાં ફસાવવાની શરૂઆત કરવા માંડી. તે લોકો તેના ઉપર એવા તો મોહી પડયા કે તે જે કહે તે કરવા તૈયાર થતા. એક દિવસ કપટકળા જંગલમાં ફરવા નીકળી તે ફરતી ફરતી જે જગ્યાએ કનકે મુકામ કર્યો હતો તે જગ્યાએ તલાવ પાસેના પર્ણકુટી પાસે આવી તેમાં તપાસ કરી તો કોઇ જણાયું નહિ. આથી તે વિચાર કરવા લાગી કે આ મઢીમાં કોણ રહેતુ હશે. કોઇ યોગીની મઢી હોય તેમ જણાય છે એમ વિચાર કરતી તે બીજી મઢી તરફ ગઇ તો ત્યાં પણ તેને યોગીનીના વાસ જેવું જણાયું હશે તે હમણાં આવશે એમ વિચારી રાહ જોતી બેઠી એટલામાં યોગી રૂપે જે બહાદુરસીંહ હતો તે ગુફામાંથી ફળ લેવા માટે નીકળેલો તે ત્યાં આવી ચઢયો પોતાની મઢીમાં કોઇ સ્ત્રી બેઠેલી જોઇ તે વિચારમાં પડયો પણ નજીક આવતાં જણાયું કે પોતાની પત્ની કે જેને માટે પોતાને આ વસ્ત્રો ધારણ કરવાં પડયાં હતાં તેને જોઇ ક્રોધ તો વ્યાપ્યો પણ તેને સમાવી બોલ્યો ? ભલી બાઇ ? તુમ કોન હો કે આમ આકર મઢીમા બેઠ કર હમારી મઢી અપવિત્ર કર દઇ તું મારા જેસે પાપી મનુષ્યકો લીયે એ સ્થાન નહિ હે ? આ સાંભળી કપટકળાને ગુસ્સો આવ્યો. પણ તે પહેલાં યોગીએ જણાવ્યું ગુસ્સા કાયકુ કરતી હે તું બડી પાપીની હે ! તુને તેરે પીતા ઓર માતાકો માર ડાલી હે ! ઓર શું અવર પુરૂષ કે સાથ જાર કર્મ રમતીથી ઇસસે તેરા સ્વામી ભાગ ગયા હે ? હમ

ઇધર બેઠે બેઠે સબ કુછ સમાધીસે જાન લેતે હે? ઓર તુમ જેલ-મેસે ભાગ કર આયે હે? કહો સચ હે ઓર જુટ.

આમ પોતાની વાત યોગીના મુખથી સાંભળી કપટકળાને આશ્ચર્ય લાગ્યું ને આ ખરેખરા સર્વ વાતના જાણનાર મહાન તપસ્વી હોય એમ જણાય છે માટે લાવ હું પુછું કે મારી ઇચ્છા પૂર્ણ થશે કે નહિ. એમ વિચારી યોગીને પુછ્યું, યોગી સમજી ગયા કે આ પાપણીને રાજ્યની ઇચ્છા છે તે હજુ તેની પૂર્ણ થઇ નથી. એટલે તેમણે કહ્યું તુમ જો વિચાર કર રહે હો વો તુમારા કાર્ય જબતક તમારા સ્વામી નહિ મિલે તબતક પુરા ન હોયગા કદાચ દુસરા રસ્તા હે વો તુમ કરો તો જરૂર તુમકો રાજગાદી પ્રાપ્ત હોજાયઃ તે રસ્તો કયો તે જણાવવા કૃપા કરશો. એમ અધીરાઇથી પૂછ્યું એટલે યોગીએ જણાવ્યું કે તુમકો હમ એક જડીબુડી દેવેગો તુમ જીસકે પે અજમાયશ કરો ઓ તમારે આધીન હો જાય ઓર જીસકો ટુકડા ખીલાવ વો રાજા બન જાય. પણ એ બુટીકી કીંમત મેં નહિ લેતા હું પણ જબ તુમ રાજગાદી પ્રાપ્ત કર શકો ઉસ વક્ત મેં આઉં ને તુમ ભુલ ન જાવ ઉસલીયે એક ચીઠી હમકો બનાદો એટલે ગરજના માર્યા કપટકળાએ ચીઠી લખી આપી તેમાં લખ્યું હતું

યોગેશ્વર તમોએ મને જે બુટી આપી છે તેના બદલામાં હુ તમોને જ્યારે રાજગાદી પ્રાપ્ત કરીશ તે વખતે તમો જે માગો તે હુ આપીશ.

એજ લી.

કપટકળા

ચીઠી લખી આપી કપટકળા ચાલતી થઇ તેણે જઇ પોતાના પ્રેમી કપટસીંહને વાત કરી. તેથી તે ત્યાં યોગીને જોવા માટે ગયો. આ વખતે યોગીની પણ ત્યાં હતાં. પોતાના દુશ્મનને પોતાની નજીક આવતો જોઇ સૌંદર્યવતીના ક્રોધનો પાર રહયો નહિ પણ પોતે તેને દબાવી યુકતીથી કામ લેવા વિચાર્યું. કપટસીંહે આવી બંનેને પ્રણામ કર્યા તેનો યોગ્ય સત્કાર યોગીએ કર્યો પણ યોગી-નીની આંખમાં ક્રોધની જવાળા સળગી રહી હતી તેણે કહ્યું. કેમ તમો કોણ છો ? ને શા માટે આમ જંગલાં પડી રહો છો તમો એક રાજકુટુંબને શોભાવો તેમ તમારી મુખાકૃતી ઉપરથી જણાય છે. તમારે માથે મારા ધાગ્વા પ્રમાણે સંકટ આવી પડયું છે, ને તેને મુકત કરવા તમો આમ જંગલમાં ફરતાં ફરો છો. પણ તમારૂં દુઃખ હાલ દુર થાય તેમ નથી. આમ બોલી યોગીનીએ ચાલવા માંડયું. યોગીની ઉભાં થવા માટે ઉઠયાં તો તેમની કમરમાં પીસ્તોલ જણાઇ તે કપટકળાના જોવામાં આવી તેથી વેંમાવા લાગી પણ કંઇ ન બોલતાં તેઓએ ચાલવા માંડયું. તેમના ગયા પછી યોગીએ-યોગીનીએ તેમની ઓળખ જાણી લીધી.

આ તરફ કાગળ લઇ નીકળેલો ભેમલો અજીતગઢ આવ્યો ને અજીતસીંહના દરબારમાં ગયો ત્યાં જઇ તે ' પુછયું સરદાર રણજીત સીંહજી કયાં છે એટલે જે રાજાની પાસે બેઠેલો હતો તે ઉઠી નીચે આવ્યો ને પુછયું કેમ ? શું કામ છે એટલે ભેમલે કહ્યું તમારૂં નામ રણજીતસીંહ છે ! લ્યો આ કાગળ કહી કાગળ આપ્યો કાગળ રણજીતે ફાડી વાચવા માંડયો તેમાં લખ્યું હતું કેઃ—

પ્રિય સરદાર રણજીતસીંહ !

આપને અમારે મળી ખાસ વાત કરવાની છે માટે જો તમો તમારા વેરની પુર્ણાહુતી કરવા માગતા હોતો અમો તમોને જરૂરથી મદદ કરીશું. માટે જો આપનો વિચાર હોય તો જણાવશો.

એજ લી૦

કપટકળા તથા કપટસીંહ

આ કાગળ વાંચી રણજીતે જવાબ લખી આપ્યો. તે લઇ ભેમસો ચાલતો થયો. તે લઇ જે ઠેકાણે કપટકળા તથા કપટસીંહ હતા ત્યાં આવ્યો ને કાગળ આપ્યો.

કપટકળા તથા કપટસીંહ

વિ૦ આપનો કાગળ આવ્યો છે મારા હૃદયમાં સળગતી આગ બુજાવવા માટે ઘણા વખતથી વિચાર ચાલ્યા કરતો હતો તે આજે તમારી સહાયતા મળવાથી મને ઉમેદ વધી માટે તમો જલદી આવી મને મળો પછી આપણે વ્યવસ્થા કરીશું

લી. રણજીતસીંહ

કાગળ વાંચી બંનેએ ત્યાં જવા વિચાર કર્યોને તેઓ ભેમસો તથા તેનાં કેટલાક માણસો લઇ અજીતગઢ તરફ જવા નીકળ્યો તેઓ થોડોક વખત યોગીની મુંલાકાત લેવા ચુકયા નહી ને યેગીને જણાવ્યું કે ગુરૂજી ! હમો અજીતગઢ તરફ જઇએ છીએ તો ત્યાં અમારી ધારણા પુર્ણ થશે કે નહિ એટલે યોગીએ જણાવ્યું કે તમારૂં કામ સાથી પુર્ણ થશે પણ તમોને આગળ ઘણી અડચણો વેઠવી પડશે. તમારે જવું હોય તો જાવ. એટલે સર્વે વિદાય થયા તો આપણે હવે ચાલો ને તપસીયે કે આ વાતની ખબર કનકને કેવી રીતે મળે છે તે જાણીયે.

## પ્રકરણ ૨૦ મું

# ભેદી કાગળ

**કાગળ લખ્યો ભેદી ખરો પ્રકાશ કીધું પાપને**
**કરશે દગો જે જન કદી ઉલટો ફસાવે આપને**



પ્રિય પાઠક હવે આપણે તપાસીએ કે કનકસીંહના જંગલમાં ગયા પછી જે બનાવ બન્યો હતો તે પે.૫૨ જાહેર કર્યું પછી ચંદ્રકળાનું શું થયું તે તપાસીએ. ચંદ્રકળાને પકડી બીજે દીવસે દરબારમાં હાજર કરી. ન્યાયાસન ઉપર બેઠેલો કનક તેને કહેવા લાગ્યો.

વિષયાંધ થઇને કામીની શું કૃત્ય આ કુડું કર્યું
જેણે કર્યાં કૃત્યો કુડા જો ફળ તેનું શું મળ્યું
કૃતીમ પ્રેમમાં હું ફસાઇ શું તને હું પ્રેમ દઉં
ધીક્કાર છે કે તુજને સ્ત્રી છે વિશેષ હું શું કહું

જા ? તારૂં શામ મુખ લઇ અહીંથી ચાલી જા. તું સ્ત્રી છે માટેજ તને જીવતી જવા દઉં છું નહીતર આમ ન જવા દઉં પણ ફરીથી જો કંઇ આવું કૃત્ય કર્યું તો જાણજે કે જરૂર મરણને શરણ થઇશ. આટલું બોલી રહ્યા પછી ચંદ્રકળાએ કહ્યું.

જુઓ વિચારીને તમે શું કોલ મુજને આપીઓ
ઊંડે કુવે ઉતારીને શું દોર હાવે કાપીઓ
તમ પર ભરોસો રાખીને રસ્તો બતાવ્યો આપને
બદલો મને આપ્યો ખરો પકડાવ્યો જ્યારે આપને

કુમાર મેં તમારા ભરોસાથી મારાં માતા પીતાને સપડાવ્યું ત્યારે તેના બદલામાં આ ઇનામ આપ્યું એટલે કનકે કહ્યું.

પાપાત્મા થઇ તું હવે, શું પ્રેમ મારો શોધતી
આવી હતી તું છાવણી, મુજને અરે તું ખોળતી
માબાપને દઇ છેહ તેં, શાને હવે ફુલાય છે
આ કૃત્ય તારાં જોઇ મને, બસ લાય અંગમાં થાય છે

માટે જા હવે વધુ વખત મને ન સતાવી તારે માર્ગે ચાલી જા ? ચંદ્રકળા નીચું મસ્તક રાખી ત્યાંથી ચાલતી થઇ પછી તેણે એલચીઓને દરબારમાં બોલાવ્યા તેમને હાજર કર્યાં, એટલે એ ત્યાં.

પાપાત્મા થઇ પુતળાં, શું કપટજાળ આ પાથરી
વિશ્વાસ છે સહુ રાજ્યનો, ત્યાં બેવફા શું આદરી
ખાધું તમે છે અન્ન જેથી, આ દીધો બદલો હવે
જાઓ તમારાં શામ મુખ લઇ, ના આવશો અહીંયાં તમે

ઓ! રાજ્યના નિકંદન કરનાર ગુલામો તમારા ઉપર આખા રાજ્યનો આધાર રહેલો છે છતાં આજ દીન સુધી તમારા પૂર્વજોમાં અવું કૃત્ય કરનાર કોઇ પણ નીકળ્યું ન હતું. છતાં તમોએ તમારા કુળને આજે કલંકીત કર્યું. તમારા આ આચરણોની

તમોને એવી તો શીક્ષા કરવી જોઇએ કે તમારૂં જોઇ બીજા પણ તેમ કરતાં વિચાર કરે. પણ તમારા બાપદાદાની વફાદારી જોઇ તમને શીક્ષા ન કરતાં દેશનીકાલ કરૂં છું. માટે જાવ નીમકહરામો મારા રાજ્યની હદ બહાર થાઓ. આમ સજા કરી બીજી કેટલાક રાજ્યને લગતી વાતચીત કરી.

આ તરફ જંગલમાંથી બહાદુરસીંહે એક માણસને કાગળ લખી આપો ને તેને વિલાસનગરમાં કુમાર કનકસીંહને આપવા માટે કહ્યું માણસ કાગળ લઇ ચાલ્યો. તે વિલાસનગરના રાજ્ય-મહેલ નજીક આવ્યો પછી પોતે ત્યાં કેવી રીતે જવું તે બાબત વિચાર કરવા લાગ્યો એટલામાં એક સીપાઇએ તેને પુછ્યું એટલે તેણે કનકને મળવાનું નામ દીધું એટલે સીપાઇ તેને લઇ દરબારમાં લાવ્યો આ વખને કનકસીંહ તથા દીવાન બંને રાજ્યને લગતી બાબતોનો વિચાર કરતા હતા ત્યાં તેમને કાગળ આપ્યો. કનકે કાગળ લઇ વાંચવા માંડયો.

ભેદી કાગળ

કુમારશ્રી,

તમારા શીરપર થોડાજ વખતમા મહાન સંકટ આવનાર છે. તે સંકટ લાવનાર કોઇ નથી પણ તમો જેને માટે બહુ બહુ સંકટો ઉઠાવી આખરે તમોએ દુઃખ દરીયામાં ધકેલી તે પાપી પુતળાં હાલજ અજીતગઢ ગયાં છે માટે તમો તમારી તૈયારી કરજો.

લી૦

ભેદી

કાગળ વાંચી રહ્યા બાદ કનક વિચાર તરંગો ઉપર ચઢયો પણ તેને કંઇ સમજાયું નહી આ કાગળ લખનાર કોણ હશે તે પણ જણાયું નહી માટે આવનાર માણસને પુછયું તો તેણે જણાવ્યું કે કુમારશ્રી તમોને તે હું નહી કહું મને કાગળ આપનારે નામ જણાવા માટે ના કહ્યું છે માટેજ હું તમોને કહી શકતો નથી તો માફ કરશો. તેને તેના કામ બદલ યોગ્ય શીરપાવ આપી વીદાય કર્યો તે માણસ ત્યાંથી વીદાય થયો.

આ તરફ કપટકળા તથા કપટસીંહ બંને માણસો સાથે અજીતગઢ આવી પહોંચ્યાં. તેમને ઉતરવા માટે યોગ્ય બંદોબસ્ત કરી આપ્યો. પછી રાતે રણજીત તેમને મળવા માટે ગયો ત્યાં તેમની સાથે વાતચીત કરી મોટું લશ્કર લઇ વીલાસનગરને ઘેરી છાપો મારવા માટે વીચાર કર્યો. કપટકળાએ તેમને છુપા રસ્તેથી મહેલમાં દાખલ કરી વીના મુશ્કેલીએ રાજ્યગાદી અપાવાની હીંમત આપી આથી તે લશ્કર લઇ તે તરફ જવા માટે બે દીવસમાં ઉપડવા વીચાર કરી વીખુટ ાથયાં તો આપણે પણ જુદા પડી જોઇએ કે ચંદ્રકળા પોતાનું વેર કેવી રીતે લે છે તે આગળ જોઇશું.



## પ્રકરણ ૨૧ મું

## જડીબુટી

**બુટી ખરી છે જંગલી, ખાતાં સૌ સારૂં થશે**
**ખાવે કદાપી મુર્ખજન, પ્રિયા તજી ચાલ્યો જશે**





રણજીત પોતે એ દિવસમાં કુચ કરવાનો હોવાથી પોતાના મામાને કહી એક મોટું જબરજસ્ત સૈન્ય પાછું એકઠું કર્યું ને તેની સરદારી નીચે સર્વ સૈન્ય લઇ નીકળી પડયો સાથે કપટસીંહ તથા કપટકળા આવેલાં હતાં. તે રસ્તામાં વિલાસનગરના જંગલમાં જ્યાં પેલા યોગી રહેતા હતા તે તલાવ પર પડાવ નાખ્યો યોગી આ સર્વ લશ્કર જોઇ મનમાં વિચારવા લાગ્યા કે ખરેખર ! આટલા લશ્કરની સામે કનકસીંહનું જોર ચાલી શકશે નહિ. માટે તેને મદદ કરવીજ જોઇએ. એમ વિચારી તેમણે એક માણસને અમરગઢ તરફ મદદ માટે કહી મોકલ્યો. ને બીજો માણસ રૂપગઢ કામલતાના પિતા તરફ મોકલ્યો, માણસો રવાના કર્યા પછી તેઓ યોગીની સાથે વાર્તાલાપ કરતા હતા. ત્યાં રણજીત કપટકળા તથા કપટસીંહ આવ્યા તેમને જોઇ યોગીએ આવકાર આપ્યો સર્વે ત્યાં બેઠા પછી યોગીએ તેમને પુત્રો કુમારશ્રી તમો આટલું સૈન્ય લઇ

ક્યાં જવા ધારો છો. શું કોઇ રાજ્યને છાપો મારી રાજ્ય પચાવી પડવાના ઉમેદ મનમા રાખી જાઓ છો. આવું યોગીનું બોલવું સાંભળી રણુજીતે કહ્યું યોગેશ્વર ! આપના વચનો પરથી એમ સ્હમજાય છે કે આપ સર્વ વાત જાણી શકો છો તો ગુરૂરાજ ! અમારા પર કૃપા કરી કહેશો કે અમોને અમારા કાર્યમાં ફતેહ મળશે કે નહિ. એટલે યોગીએ જણાવ્યું કે કુમાર તમો એક વખત કનકસીંહ સામે થયા હતા પણુ તે વખતે તમારે નાસવું પડયું હતું તેમ કદાચ બને ખરૂં ? પણ કનકસીંહ જરૂર સાવચેત ને બાહોશ છે. જો કે તેની પાસે આટલું લશ્કર હશે નહિ તથાપિ તે ડરશે પણુ નહિ.

કનક છે કેશરી બાળક કદીયે ઘાસ નહી ખાસે
ઘેરાયે સીંહ પીંજરમાં તથાપી તે ફરે હાંસે
હજારો દુશ્મનો હરવા કનકસીંહ છે ખરો ક્ષત્રી
ખરે છે કૂમળુ બાળક હજુ ઉગે દંતી ખત્રી

આમ બોલી યોગીએ કનકનાં ઘણાં વખાણુ કર્યા. યોગીના મુખથી આવા વખાણુ સુણી રણુજીતને શક પેદા થયો કે કદાચ યોગીના વેશમાં કોઇ કનકસીંહનો માણુસ તો ન હોય ! આમ વિચાર કરતો તેણે ઉઠી ચાલવા માંડયું. કપટકળા તથા કપટસીંહ સાંજ બેસી રહ્યાં હતાં તે અત્યારે મનમાં વિચાર કરતાં જણાતાં હતાં તે શું વિચાર કરતા હશે તે તે પોતેજ જાણી બેસી રહ્યાં નહી પણુ થોડાક વારે કપટકળા બોલી યોગેશ્વર ! આપની બુટીની યજમાયશ હું પોતે કરી ચુંકી છું ને તેમાંની અડધી આ અમારી સાથે રહેતા અમારા માનવંતાન આપી છે. યોગીએ વિચાર્યું કે આ કુલટાને

ખબર નથી કે આનું સર્વ પેંગલ હું જાણું છું. મને ન ઓળખ-વાથીજ તે અત્યારે આમ બોલે છે. પણ હજુ પોતાનું પાપકર્મ તજતી નથી માટે તેમને જરા ભય અને શોકમાં નાખવાની આ ખરી વખત છે એમ સમજી યોગીએ કહ્યું અરે ! આ શું કર્યું ! તમો પુરી વાત જાણ્યા સીવાય આ કાર્ય કર્યું તેથી મહાન ભયંકર પ-રીણામ આવશે. ને તે માટે તમારે ઘણું સહન કરવું પડશે માટે તમો મારી સાથેં એક બાજુ આવો તમોને હું ખરી બીના જણાવું એટલે કપટકળા ઉઠી એક બાજુ ગઇ એટલે યોગીએ કહ્યું. તમે તમારા પ્રેમીને બુટ્ટી ખવડાવી એ ઘણું ખોટું કર્યું. કારણ કે હવે તે બુટીમાં એવો ચમત્કાર છે કે પુરૂષ ખાય તો પોતાના પ્રિયને દુઃખ દરીયામાં હડસેલવાની મતી થાય માટે ચેતો ને તેનો રસ્તો પ્રથમથીજ કરો; કપટથી ભરેલી કપટકળા આ ભેદ સમજી શકી નહી ને તેના અંતઃકરણમાં જે સ્થળે પ્રેમનો ભાસ હતો ત્યાં ઝેરનો પ્રવેશ થયો ને ઇર્ષાની આગમાં સળગવા લાગી. કપટકળા કપટ-સીંહને લઇ ચાલી. એટલે કપટસીંહે પુછ્યું કે યોગીએ બુટ્ટી માટે શું કહ્યું. કપટકળાએ ખરી વાત ન જણાવતાં પોતે યોગીનું કહેલું છુપાવી રાખવા પ્રયત્ન કર્યો. પણ કપટસીંહને ખરૂં ન લાગવાથી તેના ઉપર વેમાયો. એટલે પોતે કંઇ ન બોલતાં ત્યાંથી ચાલતો થયો આથી કપટકળા સમજી ગઇ કે જરૂર યોગીનું કહેવું સત્યજ હશે નહીતર આમ કપટસીંહ કોઇ દીવસ નહી ને આજે આવી રીતે ચાલ્યો જાયે એ બનેજ નહી પણ લાવ હું પોતે પુછી તો જોઉં એમ વિચારી બોલી પ્રિય ! શું તમો મારા ઉપર શકમય દ્રષ્ટિથી જુઓ છો તે આમ અચાનક મોં ચઢાવી

ચાલના થયા કહી તે કપટસીંહને ગળે વળગી પડી કૃત્રીમ પ્રેમમાં ફસાયેલ કપટસીંહ ન સમજ્યો કે હું જેને માટે આટલું ઘોર કર્મ કરી રહયો છું તે મારે માટે આજથી કંઇ જુદાજ વિચારો ધરાવે છે આમ બંને જણાં પ્રેમ સાગરમાં પડયાં. આમ તારામૈત્રીક ચાલ્યું હતું. તેવામાં સામે કોઇ સ્ત્રીના વેશે આવતું જણાયું. બંને તે જોવા માટે ઉભાં ત્યાં એક વ્યકતી આવી ઉભી રહી તે બીજી કોઇ નહિ પણ રણજીતની બેન આવી રણજીતની બેનને કપટકળા ઓળખતી હતી ને જેણે જેલમાંથી પોતાને મુકત કરી વેર લેવા માટે પોતાની પાસેથી વચન લીધું છે તેને બોલાવી પોતે તેને સર્વ વાત પુછવા લાગી કેમ ચંદ્રકળા તમો અહીં કેમ ? શું તમને ત્યાં શાન્ત સ્થાન ન મળ્યું ? એટલે ચંદ્રકળાએ કહ્યું બેન ? મેં મારે હાથેજ મારા પગ ઉપર કુહાડી મારી હવે કોને દોષ દેઉં. ઉલટાં મારાં માત પીતાને ફસાવી શતરૂને સ્વાધીન કર્યાં ને ભાઇને રખડતો કર્યો. હવે હું કયાં જાઉં ને શું કરૂં, મારૂં વેર લે તેવું હવે કોઇ નથી. માત્ર મારો ભાઇ છે પણ તેનો કંઇ પત્તો લાગશે તો હું તેને સમજાવીશ.

એટલામાં રણજીત ત્યાં આવી ચઢયો. પોતાની બેનને જોઇ રણજીને કહ્યું બેન તમો કેમ અહીં શું તમોને પણ શત્રુએ દુઃખ દરીયામાં ધકલી મુકયાં કે આમ રખડતા રહેવાનું થયું અત્યારે અચાનક જંગલમા પગે ચાલી જવાનું કારણ શું તમન સાસરીમાથી કંઇ કરણ બન્યું. પોતાનો ભાઇ કંઇ વાત જાણતો નથી એમ સમજી ચંદ્રકળાએ કહ્યું. ભાઇ મને કનકસીંહ પીતાજી સાથેજ કેદ કરી લઇ ગયો હતો પણ હું અહી નાસી છુટી છું ને

પિતા તથા માતા જેલમાં છે. પિતાનો હાથ કપાઇ ગયો છે. પોતાના પિતાનો હાથ કપાયો જાણી રણજીત ગુસ્સે થયો ને એ હાથના કાપનારને પુર્ણ શિક્ષા કર્યા વિના ન રહું કહી બોલતો ચાલ્યો.

> કરૂં શિક્ષા પુરી પાપી પછાડુ પાતાળે તુજને
> લઉં હું વેરનો બદલો પીછાણે ના હજુ મુજને
> ખરેખર ઝેરી સાપજ હું ફેલાવું વીષની જવાળા
> કનક તું જાણજે મનમાં થશે નહી હાલ તુજ સારા

આમ બોલતો સર્વેને લઇ ચાલ્યો તો આપણે ચાલો કે કનક ને રણજીત શું કરે છે તે જોઇએ.



## પ્રકરણ ૨૨ મું

# રણજીત અને કનક

**શુરા ઉભા છે સીંહ સામે શીયાળ હવે કોણ થાય છે**
**પીતા અને ભગીની તણું બસ વેર લેવા જાય છે**



રણજીત પોતાના માતપિતા તથા બગીનીના વેરને માટે વિલાસનગર જવા માટે ઉપડયો. સર્વ લશ્કર સાથે બીજા દીવસે આવી શહેરને ઘેર્યું. શહેરને ઘેરો ઘલાયો છે એમ કનકે જાણ્યું એટલે સૈન્યને સાવચેત થવા સુચવ્યું. સર્વ લશ્કર તૈયાર થઇ દરવાજા નજીક આવી પહોંચ્યું. આજે શહેરમાં બા'રે ધમાલ ચાલતી હતી. કારણકે બહાર અથાગ સૈન્યની સામે આ વખતે કનકસીંહ ફાવી શકે તેમ નથી માટે રજપુતો તથા રજપુત સ્ત્રીઓ પોતાના બાગરાજા કનકસીંહને મદદ કરવા માટે માંહે માંહે તૈયારીઓ કરી રહ્યા હતા. કનકસીંહે વિચાર્યું કે જો કે આટલા મોટા સૈન્યની સામે ચરામાં જરા ભય જેવું છે ખરૂં ! પણ તેથા નહી ડરતાં પોતે હિંમતથા લડવા માટે તૈયાર હતો તેણે શુભ સ્તે વપાસ કરાશી તો કપટસીંહ તથા કપટકળા પણ રણજીતને

મદદ કરવા માટે આવ્યા હતા. આથી તેના ક્રોધનો પાર રહ્યો નહી તે બોલ્યો.

સુવાડુ રણુ મહીં આજે સબળ શત્રુ થયા સામા
નથી પરવા જરી કરતો ભલે નાખી પડે ધામા
હજારો દુસ્મનોને હું કરૂં પળ મહીં અરે પુરા
સુવાડુ શત્રુઓ રણમાં કરી શરીર તણા ચુરા

આમ બોલતો તે દરવાજા પાસે આવ્યો લડાઇની સર્વ તૈયારીઓ હોવાથી બ્યુગલ થયું તે સાથે શહેરના મોટા દરવાજેથી સૈન્ય બહાર આવ્યું. જેમ હજારો શીયાળવાના ઘેરામાં ઘેરાયલો કેશરી મરણીયો થઇ નાસી છુટે તેમ તમામ યોદ્ધાઓ તુટી પડયા. રણજીત તથા કનક સામે ઉભા ઉભા જોયા કરતા હતા આ વખતે કપટકળા ત્યાંથી નાસી છુટી શહેરના પાછળના દરવાજે જઇને ત્યાં કોટ ચઢી ઉતારી અંદર દાખલ થઇ પછી દરવાજો ઉઘાડી કેટલાક માણસો દાખલ કર્યા પછી તેણે રાજગાદીને છાપો મારવાની ઉત્તમ તક મળેલી જાણી ત્યાં જવા માટે વીચાર કર્યો તેથી તે રાજ્યગાદી તરફ જવા લાગી પણ તે ત્યાં ફાવી નહી કારણ કે કનકસીંહ સર્વ લશ્કર લઇ લડાઇમાં ગયા થોડાક માણસો ગાદીના રક્ષણ માટે મુકી ગયો હતો પણ તેમને જોઇએ તેટલી મદદ ન હતી. આ વાતના ખબર રૂપવતી તથા કામલતાને પડી એટલે તેમણે રાજગાદીના રક્ષણ માટે ક્ષત્રાણીયોનો જબરજસ્ત પેરો મુકયો હતો. આ વખતે એક એક ક્ષત્રાણીની નસેનસમાં ખરૂં ક્ષત્રાણી માવાની કુંખ દીપાવવાનું જનુન વહેતું હતું. તેઓએ પોતાના માથાના વાળ છુટા મુકયા હતા. તેથી તેમના ક્રોધને વધારે ઉત્તેજન આપતા જનુન દેખાડતા

